ભાવનગરાધિપતિ મહારાજા શ્રી ભાવસિંહજી

વિવિધ જ્ઞાન ગ્રન્થમાળા.

( મણકો ૧૪ મો.

# કાવ્યતત્વ.

લખનાર.



## નારાયણ હેમચંદ્ર.



અમદાવાદ.

ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ.

કિંમત ૩-૦૦



## નગરાધિપતિ મહારાજા શ્રી ભાવસિંહજી વિવિધ જ્ઞાન ગ્રન્થમાળામાંનાં આ લખનારનાં પુસ્તકો.

| | |
|---|---|
| જ્ઞાન. ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ળી ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| યા અને જ્યુલિયટ ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ધ તત્ત્વ ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ત્વ વિવેક એટલે માણસને પારખવાની વિદ્યા ... ... | ૦—૮૦— |
| મીઠી વાર્ત્તા ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| વક્તા ... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| દર્યતત્વ ... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| તત્વ ... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ળ કુમારી ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| જેક તત્વ એટલે પ્રાણીઓની ચઢતી કરવાની વિદ્યા ... | ૦—૮—૦ |
| લિદાસ અને શેક્સપરની તુલના ... ... ... ... | ૦—૮—૦ |
| વિતત્વ ... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| વ્યતત્વ ... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| દય તત્વ અથવા ચારિત્ર ... ... ... ... ... | ૦—૮—૦ |

## આ લખનારનાં નવલકથાનાં પુસ્તકો.

| | |
|---|---|
| મણિભાઈ ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| શિવલાલ ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| લક્ષ્મી ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| રાજર્ષિ ગોવિંદ માણિક્ય ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| ફૂલની માળા ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| હીરાકંઠી ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| નર્મદા ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| પ્રેમ[illegible] ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| સ્નેહ[illegible] ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| નંદકો[illegible] ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| કમળ ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| વિષવૃક્ષ ... ... ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |

મળવાનું ઠેકાણું:—નારાયણ હેમચંદ્ર-અમદાવાદ.

# કાવ્ય તત્વ.

## કાવ્ય અને દુર્નીતિ.

એક પંક્તિના માણસો છે જેઓ દુર્નીતિના ઉત્તેજક તરીકે કાવ્યના ઉપર દોષ આરોપ કરે છે. તેઓ કહે છે કે કાવ્યનો ઉદ્દેશ ગમે તે હો, પણ એનાથી જે ફળ થાય છે, તે નીતિ વિરુદ્ધ છે, એ મત યુરોપમાં વખતો વખત ઉઠે છે, St. Augustine કહે છે કે કાવ્યમાં ઘણીક કલ્પના પ્રસૂત મિથ્યા વાતો હોય છે, તેમ એ મિથ્યાનો આદિપુરુષ સેતાનના મદિરા સ્વરૂપ ( Vinum dalmonum ) છે. એ યુક્તિના વિરુદ્ધમાં વિશેષ કરીને કહેવાની જરૂર નથી. તે છતાં એ વાત શત્રુના મુખથી નીકળી હોય, તો તે વધારે સારી હતી. કાવ્ય જાત મિથ્યા મનના ઉપરથી ચાલી જાય છે. પણ તેમાં મનની રસાળતાની ઘણી વૃદ્ધિ થાય છે.

બીજા એક પંક્તિના નીતિવેત્તાઓ બીજા કારણથી કાવ્ય નીતિ વિરોધ પ્રમાણ કરવા ચાહે છે. તેઓ કહે છે કે કાવ્યના દ્વારા મનોવૃત્તિયો ઉત્તેજિત થઇને કાર્યકારિતાની તરફ ઉન્મુખ થઈ જાય છે. પણ વાસ્તવિક કોઇ કાર્યમાં તેની પરિસમાપ્તિ થઇ નથી. આવી ઉત્તેજિત મનોવૃત્તિના લાયક ઉદ્‌યાપનથી વંચિત થઇને ધીરે ધીરે પોતાનું કાર્યકારિતા ગુમાવે છે. તે વેળાએ તેઓનું એ ફળ થાય છે કે વાસ્તવ કોઈ વ્યવહાર અથવા બનાવમાં પણ મનોવૃત્તિ અને તેના નિયોજિત કાર્ય કરવા ચહાતા નથી એક અન્યાય આચરણ જોયાથી આપણને ક્રોધ ઉપજતો નથી. અને ક્રોધ તેનું નિયોજિત કાર્ય કરતું નથી, અર્થાત્ અત્યાચારીને સજા આપતા નથી. કાવ્યમાં કોઈ એક અન્યાય આચરણ જોયાથી આપણને ક્રોધ

કાવ્યના દ્વારા જો સારી મનોવૃત્તિને ધીરે ધીરે જોતા થાય; તો કાવ્યના દ્વારા ખરાબ મનોવૃત્તિનો પણ ધીરે ધીરે ઝેરી દાંત ભાગી જાય છે. મતલબ એ છે કે બીજા ચાર શિલ્પ અથવા રસિકકળા (Fine arts) ના પ્રમાણે કાવ્ય એક ચિત્તતોષિણી વિદ્યા છે. એ મૂળમાં નીતિનો રક્ષક પણ નથી અને નીતિ ભક્ષક પણ નથી, તે છતાં પૃથ્વીના બીજા બધા વિષયના પ્રમાણે એ દુર્નીત પણ થઇ શકે છે અને સુનીતિ પણ થઇ શકે છે. પણ આ વિશેષ રૂપથી યાદ રાખવું જોઇએ કે કાવ્યનો ઉદ્દેશ સુરૂચિ તથા સુપ્રકૃતિસ્થ માણસોને આનંદ આપવો; જે કાવ્ય આનંદ નહિ આપતા બીજો કોઈ ઉદ્દેશ સાધન કરે તે બીજા વિષયમાં ઘણું ઉત્કૃષ્ટ હોવા છતાં પણ કાવ્યાંશમાં નિકૃષ્ટ છે.

જે ગ્રંથ લોકોને નીતિ માર્ગથી વિચ્યુત કરવાના અભિપ્રાયથી રચિત થાય તે દુર્નીત છે. અહિં અભિપ્રાયથી આ શબ્દના વ્યવહારનું કારણ કહેવું જોઇએ.

સૌન્દર્ય-લિપ્સા ઉત્તેજિત કરવી એક છે, અને ઇન્દ્રિય લિપ્સા ઉત્તેજિત કરવી જૂદી છે પણ આપણા દુર્ભાગ્યથી ઘણીક વખતે સૌન્દર્યની સાથે ઇન્દ્રિય-લિપ્સા જડિત થાય છે. એક કવિ આપણી સૌદર્ય લિપ્સા ઉત્તેજિત નહિ કરતાં ઇન્દ્રિય લિપ્સા ઉદ્રેક કરી શકે, અને વળી એક કવિ જ્યારે આપણી સૌન્દર્ય લિપ્સા ચરિતાર્થ કરવામાં યત્નશીલ થાય છે, ત્યારે આપણી કલ્પનાના દોષથી આપણા મનમાં કંઇક ઇંદ્રિય લિપ્સા જાગ્રત થઈ શકે છે. હાલ નીતિપરાયણ વાંચનારને પૂછીએ છીએ કે, ઉપર લખેલા બે કવિ શું તમારી આંખે સન્તને પાત્ર છે? પહેલા લખેલા એ કવિના કાવ્યથી કુફળના શિવાય કંઇ ઉત્પન્ન થતું નથી, તે સુમિષ્ટ ખાવાની લાલચ દેખાડીને અપથ્ય ખોરાક ખવરાવે છે, પણ બીજી જાતના કવિનો ઉદ્દેશ અતિ પ્રશંસા યોગ્ય છે. ધારો કે, મનુષ્યના શરીરના પરિમાણ સામંજસ્ય તથા તેની સુઠામ પૂર્ણતા પ્રાપ્ત અવયવ સૌન્દર્ય જણાવવાની મતલબથી જો ગ્રીક ભાસ્કર ફિડિયસ્ તેની સજીવપ્રાય પથ્થરની મૂર્ત્તિઓને

કાવ્યના દ્વારા જો સારી મનોવૃત્તિને ધીરે ધીરે જોતા થાય; તો કાવ્યના દ્વારા ખરાબ મનોવૃત્તિનો પણ ધીરે ધીરે ઝેરી દાંત ભાગી જાય છે. મતલબ એ છે કે બીજા ચારૂ શિલ્પ અથવા રસિકકળા ( Fine arts) ના પ્રમાણે કાવ્ય એક ચિત્તતોષિણી વિદ્યા છે. એ મૂળમાં નીતિનો રક્ષક પણ નથી અને નીતિ ભક્ષક પણ નથી, તે છતાં પૃથ્વીના બીજા બધા વિષયના પ્રમાણે એ દુર્ણીત પણ થઇ શકે છે અને સુનીતિ પણ થઇ શકે છે. પણ આ વિશેષ રૂપથી યાદ રાખવું જોઇએ કે કાવ્યનો ઉદ્દેશ સુરૂચિ તથા સુપ્રકૃતિસ્થ માણસોને આનંદ આપવો; જે કાવ્ય આનંદ નહિ આપતા બીજો કોઈ ઉદ્દેશ સાધન કરે તે બીજા વિષયમાં ઘણું ઉત્કૃષ્ટ હોવા છતાં પણ કાવ્યાંશમાં નિકૃષ્ટ છે.

જે ગ્રંથ લોકોને નીતિ માર્ગથી વિચ્યુત કરવાના અભિપ્રાયથી રચિત થાય તે દુર્ણીત છે. અહિં અભિપ્રાયથી આ શબ્દના વ્યવહારનું કારણ કહેવું જોઇએ.

સૌન્દર્ય-લિપ્સા ઉત્તેજિત કરવી એક છે, અને ઇન્દ્રિય લિપ્સા ઉત્તેજિત કરવી જૂદી છે પણ આપણા દુર્ભાગ્યથી ઘણીક વખતે સૌન્દર્યની સાથે ઇન્દ્રિય-લિપ્સા જડિત થાય છે. એક કવિ આપણી સૌદર્ય લિપ્સા ઉત્તેજિત નહિ કરતાં ઇન્દ્રિય લિપ્સા ઉદ્રેક કરી શકે, અને વળી એક કવિ જ્યારે આપણી સૌન્દર્ય લિપ્સા ચરિતાર્થ કરવામાં યત્નશીલ થાય છે, ત્યારે આપણી કલ્પનાના દોષથી આપણા ગનમાં કંઇક ઇંદ્રિય લિપ્સા જાગ્રત થઈ શકે છે. હાલ નીતિપરાયણ વાંચનારને પૂછીએ છીએ કે, ઉપર લખેલા બે કવિ શું તમારી આંખે સજાને પાત્ર છે? પહેલા લખેલા એ કવિના કાવ્યથી કુફળના શિવાય કંઇ ઉત્પન્ન થતું નથી, તે સુમિષ્ટ ખાવાની લાલચ દેખાડીને અપથ્ય ખોરાક ખવરાવે છે, પણ બીજી જાતના કવિનો ઉદ્દેશ અતિ પ્રશંસા યોગ્ય છે. ધારો કે, મનુષ્યના શરીરના પરિમાણ સામંજસ્ય તથા તેની સુઠામ પૂર્ણતા પ્રાપ્ત અવયવ સૌન્દર્ય જણાવવાનો મતલબથી જો ગ્રીક ભાસ્કર ફિડિયસ્ તેની સજીવપ્રભ પથ્થરની મૂર્ત્તિઓને

મેં વાંચ્યું નથી, ખરી વાત એ છે; મેં સાંભળ્યું છે કે તે સ્રીને વંચવા લાયક નથી." એથી સ્ટાર્ણે પુછ્યું, Madam, he is like your little heir playing on the carpet. At times he shows a good deal of his person which is generally hidden but in perfect in nocence.

મતલબ કે ગ્રંથના આલોચિત વિષયના ઉપર તેની નીતિ આધાર રાખતી નથી. રચના પ્રણાલીના ઉપર રાખે છે. વાંચનારના મનમાં દુર્ણીત ભાવ ઉત્પન્ન કરવો એ ગ્રંથકારનો ઉદ્દેશ થવાથી નિશ્ચય ગ્રંથ દુર્ણીત છે.

વળી જો ગ્રંથકારના બીજા કોઇ ઉદ્દેશ જોવામાં આવે તો તે ગ્રંથ દુર્ણીત નથી. ગ્રથકારના મત અંદરનો ઉદ્દેશ અન્તર્યામી જાણી શકે છે, તો ગ્રંથમાં જે ઉદ્દેશ અભિવ્યક્ત રહે અને તેની જ વાત કહીએ છીએ. આલોચ્ય ગ્રંથના શિવાય બીજા કોઇ સૂત્રથી ગ્રંથકારનો ઉદ્દેશ અવગત થઇને તે લઇને ગડબડ મચાવવી એ અનાવશ્યક છે.

---

# કાવ્ય વિશે વિવેચન.

 સુખ મેળવવું એજ જીવનનો ઉદ્દેશ છે. જે કંઇ દુનિઆમાં કામ છીએ તે સુખ મેળવવા માટે જ કરીએ છીએ, સુખની શોધ એ મનની સ્વાભાવિક ગતિ છે. સુખક્ષેત્ર શિવાય મનને બીજે કંઇ હેવાની તથા રમવાની ઇચ્છા થતી નથી. કારણ તે સુખની જગાન મુક્ત અને સ્વતંત્ર થાય છે, પરન્તુ તે સુખની જગા ક્યાં છે? ફક્ત સૌન્દર્યે રાજનેજ સુખની જગા સમજીએ છીએ. જ્યાં મનની નથી, ત્યાં મનનો અધિકાર પણ નથી; પરન્તુ સૌન્દર્યથી દરેક પગલે ા ગતિ ઉત્પન્ન થાય છે, તેની નસોમાં મન મિશ્રિત થઇને એને ઘેરે તેથી સૌન્દર્યની જગાએ મનનો પૂર્ણાધિકાર મુક્ત, સ્વતંત્રતા એ સૌની જગાએ જ મનના સુખની સાથે રમે છે.

પરન્તુ જ્યારે આ સૃષ્ટિતો અનન્ત સૌન્દર્યનું રાજ છે, ત્યારે એથી વ્યનું સુખ સંપૂર્ણ કેમ થતું નથી? આ મોટા સવાલનાં ફક્ત બે કાા જોવામાં આવે છે.

પહેલું, સૌન્દર્ય ભોગવવાની શક્તિની અપરિપક્વ અવસ્થામાં જન્મ ા જ માણસની આંખમાં આ સૃષ્ટિ પસરે છે અને જે વેળાએ આથી શક્તિ પકવાવસ્થામાં આવે છે, ત્યારે લાંબી મુદત સુધી વગર કામા ઉપભોગથી તેના ઉપરની આપણી અજાયબી અને ઇચ્છા નાશ પામે ા, તેથી સૃષ્ટિનું અદ્ભુત સૌન્દર્ય ભોગવવાથી આપણે આવી રીતે અજાણુથી દૂર થઇએ છીએ, અને આપણી સૌન્દર્ય ગ્રહણ કરવાની શક્તિ પણુ જડના જેવી થઇ જાય છે. દરરોજ અદૃશ્ય પદાર્થના શિવાય બીજું કંઈ વહિ જોવાથી તેના ઉપર અજાયબી વધતી નથી પરન્તુ જો આપણે જુવાનીમાં પૂર્ણ ભોગવવાની શક્તિમાં એકદમ સૃષ્ટિને નાખત તો સૃષ્ટિના સૌન્દર્યમાં એકીવારે આપણે નિરાશ થઇ જાત.

બીજું, બુદ્ધિ અને હૃદયવૃત્તિના સંકોચને લીધે ખોટ અને સ્વાર્થની

ઉત્પત્તિ થાયછે, આ ખોટ અને સ્વાર્થ તમામ શરીરનું અને મનના દુઃખનું મૂળ છે. શરીરની જરૂરી પુરી પાડવા માટે બુદ્ધિવૃત્તિની પ્રબલતા અને સૂક્ષ્મ વિચાર કરવાની જરૂર પડે છે, અને સંસારમાં સ્વાર્થની જોડે લઢાઇ કરીને શાન્તિ અને ઐક્ય આણવા માટે હૃદયની વૃત્તિને વિસ્તારવાની જરૂર છે. ક્ષુદ્રાશયથી સ્વાર્થની રેખા સંસારને એકદમ તાબે કરી શકશે નહિ એ ખરૂં છે. પણ હળવે હળવે એને ઘેરી લઇને ઘણી જાતના નાના પ્રકારના અધિકાર ઉત્પન્ન કરશે અને એઓની હીલચાલથી જ લડાઇ થશે અને શાન્તિનો ભોગ થશે. જો પોતાની મહાન્ ઇચ્છા ફેલાવી મૂકવામાં આવે અને તે એકદમ સંસારને ઘેરે, તો સ્વાર્થની રેખા સંસારથી છેટે જશે. મનુષ્યનો અધિકાર મનુષ્યની જોડે મળીને સંસાર સાગરમાં એક જ અધિકાર જુએ અને તે અધિકારમાં દરેક માણસ સ્વતંત્ર ભાવથી સુખની રમત માં મત્ત થઇ શકશે.

જે ઉપાયથી સૌન્દર્ય ગ્રહણ કરવાની શક્તિ જડ ભાવ છોડીને ફરી ઉદ્દીપ્ત થાય, જે ઉપાયથી સંસારના સૌન્દર્યમય ભાવ સૌન્દર્યમય થાય, જે ઉપાયથી બુદ્ધિવૃત્તિની પ્રબળતા અને સૂક્ષ્માનુભાવકતા ઉત્પન્ન થઇ સંસારની ખોટ દૂર થાય, જે ઉપાયથી હૃદયવૃત્તિને વિસ્તારીને જીવને સ્વતંત્ર કરી સુખની રમતમાં છૂટો કરે, તે ઉપાય કરતાં મનુષ્યને બીજી ઉત્તમ વસ્તુ શી છે? પરંતુ એ ઉપાય શો છે. અમે એનો જવાબ કાવ્ય આપીએ છીએ. દુનિયામાં શિક્ષણ આપવાના જેટલા ઉપાયો છે તેમાં કાવ્ય સર્વથી શ્રેષ્ઠ અને અપૂર્વ ફલ ઉત્પન્ન કર્ત્તા છે, કેવી રીતે કાવ્યથી આ મહાન્ ઉદ્દેશ પુરો થાય? અમે પહેલાં કાવ્યના વિષય લખ્યા પછી તે વિષે ચર્ચા કરીશું.

સૌન્દર્ય અને સત્ય જ કાવ્યનો સાર છે એટલા માટે સૌન્દર્ય અને સત્ય કોને કહેવામાં આવે છે એ જાણી લીધાથી કાવ્ય સમજવું મુશ્કેલ પડનાર નથી. અમે પહેલાં સૌન્દર્ય અને સત્ય વિશે ટૂંકામાં લખ્યા પછી બીજાનું વર્ણન કરીશું.

દુનિયામાં કેટલીક વસ્તુઓ સુન્દર અને કેટલીક વસ્તુઓ બદસુરત

ની ઓળખાય છે. આ સુન્દર છે, પેલી ખરાબ છે, આવો વિચાર
નું કારણ શું છે? અમે સાધારણ રીતે એની આવી વ્યાખ્યા કરીએ
મે કે જેનાથી અન્તઃકરણ ખેંચાય અને જેમાં તન્મય થઈ જવાય તેને
ર કહેવામાં આવેછે, અને જેનાથી અન્તઃકરણમાં ધિક્કાર છુટે તેને
પ કહીએ છીએ.

સૌન્દર્યના પ્રકાર બે છે. વસ્તુને આધારે અને અવસ્થાને આધારે.
તુના અંગના સૌન્દર્યમાં વસ્તુનો રંગ, રસ, ગંધ વગેરે ગુણની સાથે
ાપણી ઇન્દ્રિયોનો એવો સંબંધ રહેલો છે કે એના સ્પર્શથી જ અન્તઃ
ણમાં એક જાતનો સુખનો વિકાર ઉત્પન્ન થાયછે, ગુલાબના ફૂલની સુ-
ધ આપણું મન ખેંચીને સુખનો અનુભવ કરાવે છે. નરકના વાસથી
ારીરમાં ધ્રુજારો ઉત્પન્ન થઇને મન ત્યાંથી દોડવા ઇચ્છે છે, પરન્તુ વળી
ં ગુલાબની સુગંધમાં કદાચ એક નરકનો કીડો સંકુચિત થઇને નાસતો
ારકના વાસમાં જઇને સુખથી રમશે. આ જગત્માં ગુલાબ મનુષ્યને સુ-
ન્દર છે, નરક નરકના કીડાને સુન્દર છે, તેથી વસ્તુના ગુણની સાથે જીવની
ઇન્દ્રિયોના સંબંધમાં વસ્તુના સૌન્દર્યની ઉત્પત્તિ થઈ છે. અવસ્થાને લીધે
સૌન્દર્યના ભાવ મોટામાં મોટા આ છે. સરખાપણુ, નવાઇ, છૂપીશોધ, પૂ-
ર્ણતા, યાદદાસ્તની ઉદ્દિપના, સમવેદનાની ઉત્તેજના, ઘણો સમાવેશ, ન્યાય
સમાવેશ અને કલ્પના છે.

એક વસ્તુની સાથે બીજી વસ્તુનું સરખાપણુ જોયાથી આ બે વસ્તુ-
માં વસ્તુગત સૌન્દર્યમાં કંઇ પણ જૂદાપણુ નહિ હોય તો આવી સરખાપ-
ણાની વસ્તુના કારણથી અન્તઃકરણ ખેંચાય છે અને તેથી સુખ ઉપજે છે.
આ સુખની ઉત્પત્તિ થાય છે તે કેવળ વસ્તુના સરખાપણાથી જ થાય છે,
વસ્તુના સૌન્દર્યથી સુખ ઉપજતું નથી, એ વાસ્તે અમે એને વસ્તુને અંગે
સૌન્દર્ય છે એવું કહીએ છીએ. એવી વસ્તુ છે કે જેની પહેલાં આપણને
તે વસ્તુનું જ્ઞાન નથી ત્યારે તે જોઇને સુખ ઉપજે છે તેનું કારણ એ છે કે
તેમાં વિશેષ સૌન્દર્ય નહિ હોવા છતાં, નવું હોવાથી આપણા મનમાં સુખ

ઉપજે છે. આ નવી નવાઇ પણ અવસ્થાગત સૌન્દર્ય છે, છુપી તપાસ અને પૂર્ણતામાં પણ તેવી જ સુન્દરતાની ઉત્પત્તિ થાય છે, જેમાં રસ જલદીથી ઉત્પન્ન થાય છે, તેમાં આનન્દ ઓછો હોય છે. જેમા છુપો ભેદ હોય છે, શોધવાની ઇચ્છા ઘણી બળવાન થાય છે, તેમાં સર્વ કરતાં વધારે આનન્દ મળે છે. તેથી પણ જેમાં વધારે ઉંડો ભેદ હોય છે, બુદ્ધિ તેનું મૂળ શોધી શકતી નથી, ઘણે દૂર દોડ્યા છતાં પણ પોતાને તે મેળવવાને અસમર્થ સમજે છે, ત્યારે ચાર બાજુએથી ગંભીર સૌન્દર્યનો ભાવ આવીને તેને પરિતૃપ્ત કરી નાંખે છે. તે સુન્દરતા તેની આગળ સર્વદા નવી રહે છે, અને હમેશા અનુશીલન અને હમેશાંની સુખની વસ્તુ થઇ પડે છે. સૃષ્ટિના છુપા તત્વ આપણે ખોળી શકતા નથી તેથી જ દુનિયા આપણી આગળ અક્ષય સૌન્દર્યમાં પરિપૂર્ણ અને અનન્ત અનુશીલનની વસ્તુ છે. સૃષ્ટિનું કાર્ય આપણી આગળ સર્વદા નવું અને સર્વદા સુખનો ભંડાર છે. તેમ શેકસપિયરની હમલેટની પ્રકૃતિનું મૂળ ક્યાં છે તે આપણે શોધી શકતા નથી. એ વાસ્તે જ એ આપણી પાસે સર્વદા નવી અને સર્વદા અનુશીલનને યોગ્ય તેમ હમેશા સુખની વસ્તુ થઇ રહેલી છે.

યાદદાસ્તની ઉદ્દીપનાથી પણ તેવીજ સૌન્દર્યની ઉત્પત્તિ થાય છે. એક વસ્તુ સામાન્ય રીતે સુન્દર હોય તો પણ જો તેને કોઈ સુન્દર જગાની યાદ દેવાડે અને તે સુન્દર જગાની યાદ આવ્યાથી જો એને કોઇ પ્રિય સમાગમની વાત યાદ આવે, અને તે પ્રિયજનની પ્રેમની વાતચીત મધુર ભાષણ વગેરે બનાવ એકના પછી એક યાદ આવે જેટલી તે વસ્તુ આવીને સ્મરણ શક્તિને ઉત્તેજિત કરે, અને જેટલી તે યાદદાસ્ત આપણને મનપસંદ થાય તેટલું એનું સૌન્દર્ય વધે છે, અભિજ્ઞાન (ધધાણી) ની વીંટી જોયાથી દુષ્મન્તના મનમાં આવી રમણીય સ્મૃતિ આવી હતી, કણ્વમુનિનું રમ્ય તપોવન, સખિયોથી વિંટાયલી કાનન વિહારી સરળ શકુન્તલા, પ્રેમ વિકાર વાતચીત, ગાન્ધર્વ વિવાહ, લીલાની રમત અને પ્રિયતમા પત્નીનો વિચ્છેદ, જૂદા પડવાની વેળાએ પ્રેમના સ્મરણને માટે આ અભિજ્ઞાન વીંટી યાદદાસ્ત

રાજાના મનમાં એકદમ આવી. દુર્વાસાના શાપની વિસ્મૃતિની સપ્ત શાંકળ-થી તેનો સ્વર્ગનો દરવાજો બંધ કરી રાખ્યો હતો, વીંટીએ તે દરવાજો ઉઘા-ડયો, ફરી સ્મૃતિપદ ઉપર તેણે સુખ ધામ જોયું. વીંટી રાજાને કેવી કિંમતી કેવી સુન્દર થશે તે કોણ જાણતું હતું ? આ સૌન્દર્ય અને અમૂલ્યતા વીં-ટીનું વસ્તુગત સૌન્દર્ય કે અમૂલ્યતા કહેવાય નહિ, તે કેવળ યાદદાસ્તની ઉદ્દી-પનાથી જ ઉત્પન્ન થયું હતું.

સમવેદનાની ઉત્તેજનાથી પણ સૌન્દર્યની ઉત્પત્તિ થાય છે, એક અનાથ બાળક પોતાની દુઃખી હાલતથી ખેદ કરતો રસ્તામાં બેઠો છે તેની પાસે એક સુન્દર ધનવાનનો છોકરો પ્રફુલ્લચિત્તથી નાચેછે. તે જોયાથી કદાચ અમારૂં મન પેલા અનાથ બાળકના વિષમ ભાવથી ખેંચાશે. તે સુન્દર નહિ હશે તોપણ અમે કદાચ તેને ખોળામાં લઇને મુખ ચુમ્બન કરીશું, તે અમારી આગળ ધનવાન સુન્દર બાળકના કરતા વધારે સુન્દર દુઃખિત બાળક જણાશે.

વસ્તુ ઘણી એકઠી હોવાથી પણ એક જાતનું લોકાતીત સૌન્દર્યની ઉ-ત્પત્તિ થાય છે. એક એક નક્ષત્રનું સૌન્દર્ય છે પણ અગણ્ય તારાથી શોભાય-માન આકાશનું એક જાતનું જૂદુંજ સૌન્દર્ય જણાય છે. એક એક ઝાડના સૌન્દર્યથી એક મહારણ્યનું સૌન્દર્ય વધારે જણાય છે, એક એક ટીપાં પા-ણીના કરતાં મહાસાગરનું સૌન્દર્ય વધારે હોય છે, એક એક પથરાના સૌ-ન્દર્યના કરતાં વિશાળ અભ્રભેદી હિમાલયનું સૌન્દર્ય વધારે છે.

વસ્તુના ન્યાય સમાવેશથી પણ સૌન્દર્યની ઉત્પત્તિ થાય છે. જેમ કે, પડદાં, મૂર્તિ, ચિત્રો, દીવાની હાર. નાટકશાળાની શોભા, ઝાડોની હાર, પાં-દડાં, ઝરા, માર્ગની સારી રચના અને જ્યાં ત્યાં વિલાસવાળા બગીચાની શોભા વગેરે.

હવે અમે કલ્પનાના સૌન્દર્ય સંબંધી વિવેચન કરીએ છીએ. કલ્પના-નું સૌન્દર્ય બે જાતનુંછે, સંભવ સૌન્દર્ય અને અસંભવ સૌન્દર્ય. જે સૃષ્ટિમાં આપણે ઘણું કરીને જોઈ શકતા નથી, તોપણ સૃષ્ટિના નિયમ પ્રમાણે સં-

ભવતું છે. જે કેવળ આપણે આકાંક્ષાથી ગોઠવીને જોઇએ છીએ, તેજ સંભવતું સૌન્દર્ય છે અને જે સૃષ્ટિમાં જોઈ શકતા નથી, સૃષ્ટિના નિયમાનુસાર પણ સંભાવ્ય હોતું નથી, ઇચ્છાનો પણ જેની સાથે સંબંધ નથી, તેને જ અસંભવ સૌન્દર્ય કહેવામાં આવેછે. વાલ્મીકિની સીતા. શેક્સપિયર. ની ડેસડીમોના અને લિયર તથા પુરાણમાંનો હરિશ્ચન્દ્ર વગેરે સંભવ સૌન્દર્ય છે. આપણે દુર્દશા, નિર્વેદ લાલચ, જુલમ, અપવાદ અને પ્રાણનાશમાં પણ પ્રેમને પવિત્ર તથા અચલ જોવાની ઇચ્છા કરીએ છીએ, પરન્તુ સૃષ્ટિમાં હજી સુધી આ સઘળી મુશ્કેલી ભરેલી પરીક્ષામાં પાર થઇને પ્રેમ ઘણોખરો જોતા નથી; તોપણ સૃષ્ટિમાં એમ થવું સંભવ છે અને થઇ શકેછે. વાલ્મીકિએ સીતામાં, અને શેક્સપિયરે ડેસડિમોનામાં તે ઇચ્છેલી મૂર્તિ રચી છે. માણસની આકાંક્ષા પૂર્ણ કરવા માટે સર્વ ત્યાગી થવાની આપણે ઇચ્છા કરીએ છીએ, પરન્તુ દુનિયામાં ઘણા ઉદાહરણ જોતા નથી. શેક્સપિયરના લિયરમાં અને પુરાણમાં હરિશ્ચન્દ્રમાં તે આકાંક્ષિત ગુણ દેખાડયાછે. દેવતા, અપ્સરા, ગંધર્વ, કિન્નર, યક્ષ વગેરે ભારતીય કવિ કલ્પના અને હોમરના કાલિપસ, શેક્સપિયરના એરિયલ વગેરે આ સર્વ અસંભવ સૌન્દર્ય છે એટલે એ સૃષ્ટિના શિવાયની ઉત્પત્તિ છે. પરન્તુ એ સૃષ્ટિની બહારની પેદાશ હોવા છતાં પણ સૃષ્ટિને છોડીને કંઈ નથી, કારણ સૃષ્ટિ છોડીને આપણે કંઈ પણ જ્ઞાન મેળવતા નથી; સૃષ્ટિમાં જે કંઈ જોયું છે, સાંભળ્યું છે તથા અનુભવ કર્યો છે, તેમાં જ આપણી જ્ઞાનની હદ છે, અને તે જ્ઞાનથી બહાર કલ્પનાની કંઈ પણ રચના કરવાની શક્તિ નથી. જન્મથી આંધળો માણસ રંગની કલ્પના કરી શકતો નથી. જન્મથી બહેરો કદી સ્વરનો ભાવ અનુભવ કરી શકતો નથી, આપણી ઇન્દ્રિયો જ્ઞાનની વસ્તુઓ લઇને જ કલ્પનાને ભાગી તોડીને બીજી મૂર્ત્તિ તૈયાર કરે છે, પરન્તુ તેની સર્વ વસ્તુ સૃષ્ટિની હોય છે. જેમ સ્વચ્છ પાણીના પ્રતિબિંબો, પાણીના ચાંચલ્યમાં જૂદા પડીને એક બીજાની જોડે મળીને નવી અદ્ભુત મૂર્ત્તિ દેખાડે છે, તે પૂર્વ છાયાના પ્રતિરૂપ તરીકે જણાતી નથી, પરન્તુ પાણી

સ્થિર થયાથી પોતપોતાના ટીપાં જેમ પોત પોતાના અંગમાં મળીને પૂર્ણેનું રૂપ ધારણ કરે છે, તેમ અસંભવ કલ્પના, સૃષ્ટિની સામગ્રીમાંથી રચાયલી હોવા છતાં પણ એ એક સ્વતંત્ર પેદાશ જેવી જણાય છે, પરન્તુ જૂદી કર્યાથી સૃષ્ટિના બહાર કંઈજ રહેતું નથી.

જેટલા પ્રકારના સૌન્દર્ય કહેવામાં આવ્યાં છે તેમાં આ અસંભવ સૌન્દર્યનું માહાત્મ્ય સર્વ કરતાં અઢીયાતું છે, કારણ એમાં અન્તઃકરણનું આકર્ષણ અને મુગ્ધ કરવાની શક્તિ સર્વ કરતાં વધારે હોય છે, અને એ આપણને આ લોકમાંથી લઇ જઇને ક્ષણ કાલને માટે ઉત્કૃષ્ટ લોકમાં ફેરવે છે આ અસંભવ સૌન્દર્યની સાથે આપણી ઇચ્છાનો કંઇ પણ સંબંધ રહેતો નથી. આ સૌન્દર્ય રચવાથી એમાં આપણું મન પહેલાં ચમક્તિ થાય છે, ત્યાર પછી આકાંક્ષાવાળું થાય છે અને ત્યાર પછી ખેંચાય છે.

સત્યના સંબંધમાં અમે એટલુંજ કહીશું કે જે બહારના આ જગતમાં અને માણસના અન્તરમાં નિત્ય બનેછે, તે બનાવ સ્વતઃસિદ્ધ અને સત્ય છે. આ સ્વતઃસિદ્ધ સત્યના ઉપર સૌન્દર્યનો આરોપ થવાથી કાવ્ય રચાય છે. આ સૌન્દર્યની અંદર જેટલું સત્ય મિશ્રભાવથી રહેછે તેટલું કાવ્ય ઉપભોગ અને અનુશીલનની વસ્તુ થાય છે, અને તેટલી કાવ્યની ઉત્કૃષ્ટતા બને છે. કારણ જેટલું સત્યનું મૂળ કાવ્યની અંદર ખુલ્લુ હોય છે, તેટલું તે અનુશીલનની વસ્તુમાં આવે છે, વળી જેટલું સત્ય અન્દર હોય છે તેટલુ સૌન્દર્ય બહારથી ખીલે છે, ટુંકામાં તેટલું તે ઉપભોગની વસ્તુ થાય છે.

પશ્ચિમ તરફના પંડિતોએ કાવ્યને અનુકરણ કળાની સંજ્ઞા આપી છે. તેઓ જુએ છે કે, ચિત્ર, પુતળાને કોતરવા, કવિતા વગેરે સર્વ સૃષ્ટિના અનુકરણથીજ રચાય છે; અને જેટલું એ સૃષ્ટિનું બરોબર અનુકરણ કરે છે, તેટલું એનું ઉત્તમપણું વખણાય, પરન્તુ અમે કાવ્યને અનુકરણ સંજ્ઞા આપવાને તૈયાર નથી. ઉલટું પ્રતીકરણ સંજ્ઞા આપવાને તૈયાર છીએ. અમે પહેલાં જણાવી ગયા છીએ કે કલ્પના સૃષ્ટિની સામગ્રી લઇને મૂર્તિ રચવામાં આવે તોપણ એ સ્વતંત્ર સૃષ્ટિ થાય છે. જે સત્યના પાયા ઉપર સૃષ્ટિનું સૌન્દર્ય

આરોપિત થાયછે, તે સત્યના પાયા ઉપર બીજી બાજુએ કાવ્યનું સૌન્દર્ય આરોપિત થાયછે. સૃષ્ટિની સૌન્દર્ય મૂર્તિની સાથે કાવ્યની સૌન્દર્ય મૂર્તિનું ઘણું જ જૂદાપણું છે, એક બાજુએ સૃષ્ટિ જગત્ છે, અને બીજી બાજુએ કાવ્ય જગત્ છે. એક સત્ય ક્ષેત્રમાં બે જૂદા જૂદા વ્યાપારો છે, કોઇની સાથે કાંઈ પણ સરખાપણું જોવામાં આવતું નથી. તે છતાં બેઉમાં પાસે પાસેનો સરખો વ્યાપાર છે, કાવ્યમાં ઘણીક વખતે સૃષ્ટિના સૌન્દર્ય અનુરૂપ સૌન્દર્ય રચવામાં આવેછે ખરૂં પરન્તુ તેમાં અનુકરણનો હેતુ હોતો નથી. સરખાપણાથી સૌન્દર્ય સૃષ્ટિને મારે છે. અનુકરણથી કદી કાવ્ય થઇ શકતું નથી. જેમ સૃષ્ટિ એક જાતની દુનિયા છે, તેમ કાવ્ય બીજી જાતની દુનિયા છે.

હવે સહેલાઇથી જણાશે કે કાવ્ય રચનાનો સાર તથા કૌશલ્ય શું છે? એક વેળાએ ખરો અને અપ્રકૃત વિષયનો સમાવેશ શિવાય ઉત્તમ કાવ્ય થતું નથી. આગળ લખી ગયા છીએ કે કાવ્યનો સાર સત્ય અને સૌન્દર્ય છે. રહેલા બનાવોનું જે સત્ય છે તે જ કાવ્યિક છે; એ વાસ્તે તેનું વર્ણન કરવામાં આવ્યું છે; તેના શિવાય દર્શન વિજ્ઞાન વગેરે નિયમાદિ અને મતામતનું જે સત્ય છે; તે કાવ્યિક કહેવાતું નથી. તેનું વર્ણન કરવામાં આવ્યું નથી. સૌન્દર્યના વિષે જે કંઇ કહેવામાં આવ્યુંછે, તેના શિવાય બીજા ઘણા પ્રકારના સૌન્દર્યની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે, પરન્તુ જે કંઈ કહેવામાં આવ્યું છે તેનાથી જણાય છે કે ઉત્પત્તિનો ભાવ સાધારણ રીતે આમ સમજાશે. સૌન્દર્યનું વિશેષ તાત્પર્ય નહિ સમજ્યાથી ક્ષુદ્ર કવિઓ સંસારના જેટલા કંઇ ઝમકતા ઉજ્વળ ગુણવાળા છે તેજ એકઠા કરીને પુરે છે અને તેમાં ખરા સમાવેશની ખોટથી આપણું મન તેમાં પ્રવેશ થતું નથી, અને ઉજ્વલતાની છટાથી આંખ પાછી ફરે છે. ખરેખરા પ્રતિભાશાળી કવિઓજ સૌન્દર્યનું મૂળ તાત્પર્ય સમજી શકે છે, અને તેમાં કેવી રીતે એકઠું કરવું જોઇએ તેનું પણ તેઓને સ્વતઃસિદ્ધ જ્ઞાન હોય છે, પરન્તુ સાધારણ વાંચનારાઓ તેઓના સૌન્દર્ય રચનાનો ખરો રસાસ્વાદ નહિ ચાખ્યાથી ક્ષુદ્ર કવિઓની પેઠે ભ્રાન્ત થઇને કાવ્યમાં કેવળ ઉજ્વળ ચાપચિપથી તપાસ થ-

લાવે છે. આટલીવારસુધી અમે કાવ્યનો સાર અને મૌલિક વિષયે જે કંઈ વિવેચન કર્યુંછે, ને કેવી રીતે અને કેવી કૌશલથી આ સત્ય અને સૌન્દર્યનો સમાવેશ કરીને કાવ્ય બનેછે તે વિષયે અમે લખવામાં પ્રવૃત થએછીએ.

આગળ લખી ગયા છીએ કે સત્ય અને સૌન્દર્ય જ કાવ્યનો સાર છે. એટલા માટે જેમાં કંઈ સત્ય અને સૌન્દર્યનો ભાવ ઉત્પન્ન થાય તેને અમે કાવ્ય સંજ્ઞા આપીએ છીએ. એ વાસ્તે અમે કાવ્યરાજને બે ભાગમાં વ્હેંચીએ છીએ, જેમકે જડમૂર્ત્તિ કાવ્ય અને સ્વર મૂર્ત્તિ કાવ્ય, જે સૌન્દર્યનો ભાવ કવિના મનમાં ઉત્પન્ન થયાથી જડ વસ્તુનું અવલંબન કરીને મૂર્ત્તિ ધારણ કરેછે તેને જ જડમૂર્ત્તિ કાવ્ય કહેવાય, અને કંઠ તથા વીણાદિ સ્વરને અવલંબીને મૂર્ત્તિ ધારણ કરે તેને જ સ્વરમૂર્ત્તિ કાવ્ય કહીએછીએ.

ધાતુ, પથ્થર, લાકડાં અને માટી વગેરે પદાર્થથી ખોદીને અને બનાવેલી મૂર્ત્તિઓ અથવા એને લગતી બીજી જે કંઇ કવિના સૌન્દર્ય ભાવની સૃષ્ટિ છે, તેને જ જડમૂર્ત્તિ કાવ્ય કહેવાય. અમે જડમૂર્ત્તિ સૌન્દર્યને કાવ્યની સંજ્ઞા આપીએ છીએ, કારણ તે એક જ આકારથી ઉત્પન્ન થાય છે અને એક જ પ્રકારનું ફળ ઉત્પન્ન કરે છે; જ્યારે આમ એક જ આકાર અને ફળ ઉત્પન્ન કરે છે, ત્યારે તેની એક સંજ્ઞા કેમ ન અપાય? તેથી અમે જડમૂર્ત્તિ અને સ્વર મૂર્ત્તિ કાવ્યના આ બે નામ નવાં પાડયાં છે. આધાર ભેદથી એક વસ્તુની જૂદી સંજ્ઞા થઇ શકતી નથી કવિના કાવ્યથી રચેલી મૂર્ત્તિમાં પણ જે સૌન્દર્ય છે તે સૌન્દર્ય કોતરેલી બનાવેલી છે અથવા ચિતરેલી મૂર્ત્તિમાં પણ હોય છે. બેઉ સરખી રીતે મુગ્ધકર હોય છે.

પહેલાં લખી ગયા છીએ કે સ્વર મૂર્ત્તિ કાવ્યમાં સૌન્દર્ય સ્વરને અવલંબીને મૂર્ત્તિ ધારણ કરેછે. સ્વર તથા શબ્દ બે પ્રકારના છે. પકૃતિ ગત અને રચેલા. આ પ્રકૃતિગત અને રચેલા સ્વરને આપણે બેઉ પ્રકારની ભાષા કહીએ છીએ. પ્રકૃતિગત તથા સ્વાભાવિક ભાષા જે જૂદી છે. એ તેઓની જાતિ સાધારણ જાણવા પામે છે મનુષ્યની પણ જાતિ સાધારણ જાણવામાં આવે એવી ભાષા છે. ક્રોધ, શોક, દુઃખ, હર્ષ, વિષાદ

ઇત્યાદિમાં આપણે જે વિશેષ અવાજ વિશેષ કાઢીને પ્રકાશ કરીએ છીએ એ સર્વ અવાજ વિશેષ દ્વારાથી આપણે અન્તરના કોઈ ભાવ વિશેષમાં પ્રકાશ કરીએ છીએ, તે માણસ માત્ર સમજી શકે છે. ક્રોધનો મોટો અવાજ, શોકનો કરૂણાવાળો પ્રવાદ અને હર્ષનો ઉલ્લાસ ઉચ્છવાસ પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી તમામ માણસ જાત એકમેક સમજે છે. રચેલી તથા કલ્પનાથી કરેલી ભાષા પૃથ્વીના તમામ માણસોને સમજવી એ તો એક બાજુએ રહી પણ એક પ્રદેશના માણસો બીજા પ્રદેશના માણસોની ભાષા સમજી શકતા નથી. કાલ્પનિક ભાષાની ઉત્પત્તિ મનુષ્ય કલ્પનાની પહેલી ઉત્પત્તિ છે. માણસ સુધારાની શીડી ઉપર એટલો બધો ચઢયો છે તોપણ હજી આશાનો અને જરૂરનો ગુલામ છે. ઘણા પ્રાચીન કાલથી જંગલીપણામાં માણસ જે સર્વ રીતે જરૂરીઆતનો ગુલામ અને બીજાની મદદ લેવા આતુર છે તેમાં શું કંઇ સંદેહ છે? સ્વજાતિના પ્રત્યે સ્વજાતિ જાણીને જે વિશ્વાસ માણસને ખેંચેછે, એ જ જનમંડળ બંધારણનું પહેલું કારણ છે. જનમંડળ બંધાતાં જ કાલ્પનિક ભાષાની ઉત્પતિ થઇ. એક જનમંડળમાંના માણસો એકમેકના મનનો ભાવ જાણવા ઇચ્છે છે, ત્યારે તેઓને જડ વસ્તુને અને મનથી ઉપજાવેલા ભાવને સાધારણ જણાયછે. એ વાસ્તે એક એક નામ આપેછે. એ નામ તેઓની મરજી મુજબ કલ્પિત થાયછે. અને આ સર્વ કલ્પિત નામ ધીરે ધીરે તેઓની ભાષા રૂપ ધારણ કરે છે, જે મરજી પ્રમાણે કલ્પિત હોયછે, તે સર્વે જનમંડલમાં સાધારણ થઇ શકતી નથી. એક એક જનમંડલમાં એક એક રૂપ હોયછે. એ વાસ્તે કાલ્પનિક ભાષા પૃથ્વીમાં ઘણી જાતની છે,

અમે સુરને ભાષા સંજ્ઞા આપીએ છીએ. કારણ જે કંઠ, તાળુ વગેરે શરીરના યંત્રોથી ઉચ્ચારિત થઇને એક અન્તઃકરણનો ભાવ બીજા અન્તઃકરણમાં સમજાવે છે. કાલ્પનિક ભાષાનો પણ એવો જ નિયમ છે. વાજાના સુર કંઠ તાળુથી ઉચ્ચારિત નહિ હોવા છતાં પણ એ કંઠ તાળુ સુરનું અનુકરણ માત્ર છે. અવાજને ભાષા કહેવાનાં બીજા ઘણા કારણ છે.

અવાજની સાથે અન્તરનો એવો સંબંધ છે કે તે અંતર જ સમજી શકે છે, પણ બુદ્ધિ તે સમજી શકતી નથી. અન્તરની સાથે સુરનો સંબંધ જે સમજી શકે છે, તે એકીવારે અમારા અન્તરની સાથે વાત કરી શકે છે. આ સુરની વર્ણમાળાના મોટામાં મોટા સાત વર્ણ છે, અને અડધા તથા પા ભાગનુસારે બીજી ઘણીક વર્ણ સંખ્યા થઈ શકે છે. એમાંના કેટલાક સુકુંઠથી અથવા યંત્રથી ધ્વનિત થયાથી અન્તઃકરણમાં પણ તે ધ્વનિથી પ્રતિધ્વનિત થાય છે. જાણે તેનો કોઇ ઓળખીતો સગો તેનો દરવાજો ઠોકતો હોય ને એવું જણાય છે. અન્તર તે સુરને ઓળખે છે, શું સમજ્યા તે તે જાણે છે. આવી રીતે વિશેષ વિશેષ કેટલાક સુર ધીરે ધીરે નિયમાનુસારે એકત્ર થાય છે, તેથી અન્તઃકરણ એક મોટામાં મોટો વ્યાપાર સમજી લે છે. સૃષ્ટિના પૂર્વે જ્યારે કંઇ નહોતું, પરમાણુની સત્તાનું અનુમાન માત્ર હતું, ત્યારે તેની ભાષા પણ થઇ શકતી નથી, વસ્તુ નહિ હોવાથી ભાષા દેખાડ્યાથી શું સમજાય? આ અનન્ત શૂન્ય, અસૃષ્ટિએ આપણે આપણા વિચાર આણી શકતા નથી આપણને સમજવાનો બીજો કંઈ પણ ઉપાય નથી. જો કંઇ હોય તો તે સુર છે; અવાજ એકમેકની સાથે મળીને અન્તરમાં એવા એક ભાવને ઉત્પન્ન કરી શકે છે કે જાણે આપણે દશ બાજુઓ તે અનન્ત શૂન્યમય જોતા હોય ને એક પ્રસિદ્ધ યુરોપિયન સંગીતવિ તે સુરના દ્વારા આ અનન્ત શૂન્યને મનુષ્ય મનની સિદ્ધતા કરી છે. સુરના દ્વારા ઋતુઓનો ભાવ ઉત્પન્ન કરાયછે, પ્રભાત, સંધ્યા ઇત્યાદિ ભાવ ઉત્પન્ન કરી શકાય છે. ખરેખર સુરની શક્તિ અતિ અદ્ભુત છે. અમે સુરને ભાષાની સાર ભાષા કહીએ છીએ.

અન્તઃકરણના ભાવોદ્દીપક એક એક સુરને એક એક રાગ કહે છે. શિલ્પ અથવા ચિત્ર મૂર્તિની પેઠે રાગમાં પણ તેના ઉદ્દીપ્ત ભાવનાં કારણ હોયછે,

આના વિષય કોઈ રીતે સમજાતી શકતા નથી. રસોદ્દીપક એક રાગ સાંભળ્યાથી મનમાં કરુણા ભાવનું ઉદ્દીપન થાય છે; પરન્તુ કરુણાનું કારણ શું છે, અને વિષય શો છે?—શું વિચ્છેદની કરુણ છે કે શોકની કરુણા

છે, શું તે આશા ભગ્નની કરુણા છે, અમે કંઇ સમજી શકતા નથી. વિચ્છેદથી તે કરૂણા ઉત્પન્ન થાય, તો તેનું વિર્ણન શું? શોકથી કરૂણા જો થાય તો તેનું વિવરણ શું? આશાભંગથી જો કરૂણા થાય, તો તેનું વિવરણ શું? એવી ઇચ્છા ઉત્પન્ન થાય છે. પરંતુ રાગ એ આકાંક્ષાને કોઇ રીતે તૃપ્તિ કરી શકતી નથી.

સ્વર મૂર્તિ કાવ્ય પહેલા આ રાગ મૂર્તિથી ઉત્પન્ન થાય છે, અને ધીરે ધીરે ઉન્નતિના દ્વારા આપણને એક રીતે બધી આકાંક્ષા પૂર્ણ પરિતૃપ્તિ કરે છે. અમે તે ક્રમથી દેખાડીએ છીએ.

વાક્યના જે અતીત છે, રાગ તે જ પ્રકાશ કરે છે. અન્તઃકરણ કોઇ ભાવથી મુગ્ધ થવાથી સ્વભાવત, એક પ્રકારનો સુર કાઢીને તે પ્રકાશ કરે છે, વાક્ય તે ગંભીર ભાવના સ્વરૂપ પ્રકાશ કરવામાં અસમર્થ છે. જે હલકા ભાવ છે તે જ વાક્ય પ્રકાશ કરી શકે છે, એટલા માટે વાક્ય રાગની સાથે સામેલ થવાથી અન્તઃકરણના ગંભીરથી લઘુતર ભાવ પણ સર્વ પ્રકાશ થાય છે. અતઃકરણનો ગંભીર ભાવ, અંતર તેના મર્મથી સુરના દ્વારા બહાર પ્રકાશ કરે છે, અને આ ગભીર ભાવના કારણ તથા વિવરણાદિ લઘુતર વિષય વાક્ય આ સુરની સાથે યુક્ત થઇને પ્રકાશ કરે છે, આ વાક્ય સંયુક્ત સુર, સ્વરમૂર્તિ કાવ્યની બીજી શીડી છે. એનું નામ ગીત અથવા ગીતિ કાવ્ય છે.

સુર જ્યારે મુગ્ધ અન્તઃકરણના આવેગથી ઉત્પન્ન થાય છે, ત્યારે આવેગનું માન્ધ તથા પ્રાબલ્ય અનુસારે મંદ અને ધ્રુત કંપનથી ઉઠે છે. શરીર કોઈ આવેગથી ઉતેજિત થયાથી લોહીનો સ્રોત જલદીથી ચાલે છે અને શ્વાસો શ્વાસ પણ તેવી જ રીતે જલદીથી ચાલે છે; તે વેળાપણ એ શરીરમાંથી નીકળતા સુર પણ જલદીથી વિચ્છેદથી નીકળે છે, અને આવી રીતે આવેગના મંદપણાથી સુર પણ મંદ વિચ્છેદથી નીકળે છે. આ ધ્રુત મંદ વગેરે સુર વિચ્છેદકને છંદ કહે છે.

એટલા માટે જોવામાં આવે છે કે, અન્તરાવેગની ભાષા છંદમ-

ચીના શિવાય બીજી થઇ શકતી નથી. ઉદાહરણાર્થે આપણે જોઇએ છીએ કે કોઇ પુત્ર શોકાતુર સ્ત્રી, શોકના અતિ પ્રબળાવસ્થામાં તે છંદમાં શોક પ્રકાશ કરે છે, તે છંદ શોકના પ્રબળાવસ્થાથી જલદીથી નીકળે છે, બીજા શોકના કરતાં અન્યાવસ્થામાં કદાચ આવો છંદ નીકળે છે. હવે સમજાય છે કે છંદ બધા અન્તર આવેગના કેવા પ્રકૃતિગત છે. અન્યાવેગ—મૂર્ત્તિ ચિતરવાની એજ રેખાકર્ષણ છે. આ બધી છંદ રેખા આવેગ મૂર્ત્તિનું યથાયથ ન થતાં જો કવિની ઇચ્છાનુરૂપ હ્રસ્વ અથવા દીર્ઘ થાય, તો આવેગ વિકૃત મૂર્ત્તિ ધારણ કરે છે. આવેગનું પ્રાબલ્ય વર્ણનમાં જો આપણે દીર્ઘ અતિ છંદ વાપરીએ, તો તે છંદની ખાતર ખચીત કંઇક ખરાબ થશે. આવી રીતે વળી આવેગની મંદ અવસ્થા વર્ણનમાં જો હ્રસ્વ યતિને વાપરવામાં આવે, તો એ કંઇક છંદની ખાતર પ્રબળ થઇ પડશે. પ્રફુલ્લ જનક દૃશ્ય, ગંભીર દૃશ્ય, ભયંકર દૃશ્ય વગેરે દૃશ્ય વર્ણન કરવામાં પણ આવી દૃશ્યની પ્રકૃતિના પ્રમાણે છંદ પસંદ કરવા જોઇએ, નહિ તો તેઓની પણ પ્રકૃતિ વિકૃત થઈ જશે. અંગ્રેજી કાવ્યોમાં આપણે એવા છંદ પસંદ કરવાનું કૌશળ ઘણું જોતા નથી. પહેલેથી છેલે સુધી કાવ્યમાં કોઇ કોઇ વખતે એકજ છંદ દીઠામાં આવે છે. કાવ્ય ઘણા પ્રકારના રસની સમષ્ટિ છે, એકજ છંદમાં ઘણી જાતના રસનું અવતારણ કરવું એ ઘણુંજ અસ્વાભાવિક છે. સંસ્કૃતમાં કાલિદાસ વગેરે મહાકવિના કાવ્યમાં વર્ણનીય વસ્તુના ત્યાં જેવા છંદ—રેખા સ્વભાવિક છે, કલમ પોતાની મેળે તે પ્રસવ કરે છે. આ વાસ્તે એક કાવ્ય એક છંદમાં રચવું એ તો એક બાજુએ રહ્યું પણ રસ વૈચિત્રતાના છંદ ભિન્ન ઠેકાણે દરેક શ્લોકમાંજ દેખાશે. કાવ્ય વાંચવાની વખતે આપણે છંદના અનુસરણમાં કદી ઉપર ચઢીએ છીએ, કદી નીચે પડીએ છીએ, જાણે કાવ્ય દેશના વૈચિત્રમય જમીનમાં આપણે પોતે ફરીએ છીએ. છંદનો આ તાત્પર્ય ગ્રહણ કરવામાં કવિએ વિશેષ સાવચેતી રાખવી જોઇએ; કારણ કે કાવ્યકલાપનું એ એક મોટું અંગ છે.

જેમ છંદ પસંદ કરવામાં કવિને સાવચેતી રાખવી જોઇએ, તેમ વાક્ય

પ્રસંદ કરવામાં પણ સાવચેતી રાખવી જોઇએ; છંદ જેમ વર્ણનીય વસ્તુની રેખા છે, તેમ વાક્ય રંગ છે. તીવ્ર, કોમળ, ગંભીર, ભયાનક વગેરે ભાવના વાક્ય પસંદ કરતા પણ તેના અનુરૂપ જોઇએ, તીવ્રભાવ કોમળ વાક્યથી પ્રકાશ કરવા જેના વાક્યની ખાતર તીવ્રભાવનું તીવ્રત્વ ઘણું ચોખ્ખું થઈ જાય છે, વળી કોમળભાવ, તીવ્ર વાક્યથી કંઇક તીવ્રત્વ મેળવે છે; ગંભીર, ભાવ, લઘુ વાક્યથી લઘુત્વ મેળવે છે, અને ભયાનક વગેરે ભાવ પણ સહજ વાક્યથી સહજ થઈ આવે છે. વાક્યનું આ તીવ્ર કોમળત્વ વગેરે માત્ર ઉપર લક્ષ કર્યાથી જ યથેષ્ટ થતું નથી, તેના બીજા એક મોટા ગુણના ઉપર ધ્યાન આપવું જોઇએ; તે ગુણ આ છે,–વાક્યો જે જે ભાવ વિષયમાં ઘણા વાપરવામાં આવે છે, તે ભાવ વર્ણનમાં તે વાક્ય વાપરવા જોઇએ; એના એ મૂળ છે; કોતરનાર વગેરે મૂર્ત્તિમાં જેમ આપણે જેટલું પથ્થર ધાતુને ડૂબાવીને લાવણ્ય ઉપર તરતું જોઇએ છે, તેટલું આપણે સૌન્દર્ય ઉપલબ્ધ કરી શકીએ છીએ, તેમ ભાષામાં પણ જેટલું આપણે ભાષાનું ભાષાત્વ ભૂલી જઇએ, વર્ણનીય વિશેનું લાવણ્ય ઉપર તરતું જોઇએ, તેટલું ભાષાનું પણ ઉત્કર્ષ છે. શબ્દો દુર્બોધ્ય થયાથી લાવણ્ય તેમાં છુપાઈ જાયછે, કોતરનાર મૂર્ત્તિનું સૌન્દર્ય પથ્થરની અંદર કર્યાથી જેમ કદરૂપુ થઇ પડે છે, અને તેનું સૌન્દર્ય ચિતરવાની મતલબ ઘણી ઓછી થાય છે. શબ્દો એક ભાવથી ઘણા વાપર્યાથી તે વેળાએ આપણે તે શબ્દના શબ્દત્વના ઉપર આપણું લક્ષ રહેતું નથી, એ વાપર્યાથી આપણે એકીવારે એની સાથે એનો જડિતભાવના ઉપર લક્ષ કરીએ છીએ. બીજુ વાક્યો ઘણા વાપર્યાથી એ ધીરે ધીરે આપણને પ્રિય વ્યવહાર્ય થાય છે, અને ધીરેધીરે એક ભાવના પરિવર્ત્તનથી ઘણા ભાવ શ્લેષ એની સાથે ખેંચાય છે, એ ધીરે ધીરે ભાષાનું એક એક રત્ન સ્વરૂપ થઇ પડે છે આ રત્નોને વીણીને છંદસૂત્રનો હાર ગૂથવો એજ ખરા કવિનું કામ છે.

અમે ગીતિ કાવ્યનો પ્રસંગ ઉપાડીને આ છંદ તથા વાક્યના વિશે લખ્યું, કારણ કે છંદ અને વાક્ય વિઘા કાવ્યની કળાનું મૂળ તથા આદિ

અવલંબનછે, એ નહિ સમજ્યાથી કોઇ કાવ્ય વિશે સારી રીતે સમજશે નહિ.

આગળ કહી ગયા છીએ કે સુરની સાથે વાક્ય સંયુક્ત થઇનેજ ગીતિ અથવા ગીતિ કાવ્ય રચવામાં આવે છે. સુર જડમૂર્તિ કાવ્યના પ્રમાણે ઉદ્દીપ્ત રસનું કારણ અને વિષય કંઇ સમજાવી શકાતું નથી. વાક્ય તેની સાથે સંયુક્ત થઇને આ કારણ આ વિષય પ્રકાશ કરે છે.

કોઇ માણસ કોઇનો પ્રેમાસક્ત થયો છે, તે પોતાના મુખથી પ્રકાશ કરી શકતો નથી, કાર્યમાં પ્રકાશ કરે છે, બીજા માણસે કાર્યના દ્વારાજ તેનો તે પ્રણય ભાવ સમજાવ્યો છે અને સમજીને પ્રણય રસમાં મુગ્ધ થઇને ગાયન ગાય છે. આપણે પ્રણય રસનું કારણ તથા વિષય સમજ્યા ખરા, પણ એનાથી બીજી આકાંક્ષાની ઉત્પત્તિ થઇ, તે આપણે એ પ્રણયીના, પ્રણય વૈચિત્ર્યતાની અપૂર્વ ઘટના જાણવામાં ઇચ્છુક થયા, પણ ગીતિ તે અપૂર્વ ઘટના વર્ણનથી આપણી આકાંક્ષા તૃપ્ત કરી શકતી નથી; ઠેક ઠેકાણે ગંભીર સ્થલમાં ઉચ્છ્વસિત થઇને બધા વ્યાપારના ઉપર કૌતુહલ જાગ્રત કરી દે છે માત્ર. આ આકાંક્ષા આખ્યાન કાવ્ય અપૂર્વ કોઈ એક વિશેષ બનાવના વિષય બધા વર્ણનથી આપણી આકાંક્ષા નિવૃત્તિ થાય છે. આખ્યાન કાવ્ય આ વાસ્તે ગીતિ કાવ્યની ઉંચી પદવી છે.

ઉપાખ્યાનજ આખ્યાન-કાવ્યનું મૂળ અવલંબન છે; ઉપાખ્યાનની પ્રકૃતિ પ્રમાણે અમે આખ્યાન કાવ્યને મોટામાં મોટા બે ભાગમાં વિભક્ત કરીએ છીએ, જેમ કે ખંડ કાવ્ય અને મહા કાવ્ય. પોતાના ખેતરમાં કોઇ નાયક નાયિકાનું જે વર્ણન છે, તેનું નામ ખંડ કાવ્ય છે; વળી સાધારણ ક્ષેત્રમાં વ્યક્તિ સાધારણનું જે વર્ણન છે, અર્થાત્ જેમ કોઇ મોટો બનાવ જેથી માનવસમાજમાં ફેરફાર કરાવે તેનું નામ મહાકાવ્ય છે. આ ખંડકાવ્ય અને મહાકાવ્યની પ્રકૃતિ વળી બે પ્રકારની છે; શ્રાવ્ય અને દૃશ્ય. શ્રાવ્ય પ્રકૃતિ કાવ્ય સાધારણને શ્રાવ્ય કાવ્ય અને દૃસ્ય પ્રકૃતિ કાવ્ય સાધારણને દૃસ્ય કાવ્ય કહે છે. જે સાંભળવા યોગ્ય છે તેજ શ્રાવ્યની પ્રકૃતિ છે, અને જે જોવા લાયક છે તે જ દૃસ્યની પ્રકૃતિ છે.

પણ સાંભળવા અને જોવાના યોગ્ય પ્રકૃતિ કેવી હોય ? જે કેવળ વાક્યના વર્ણનીય છે, તેજ સાંભળવાના યોગ્ય છે, અને જે કેવળ વાક્યથી વર્ણિત થઈ શકતું નથી, અર્થાત્ જે કેવળ વાક્યના વિષય નથી, મૂળ અવસ્થા જોવાથી ઉપલબ્ધિ કરવાની જરૂર છે, તેજ જોવા યોગ્ય છે. માનવનું જીવનકાંડજ ઉપાખ્યાન છે; આ જીવનકાંડ કદી બહાર તથા કદી અંદરના કારણથી પ્રબળ થાય છે. જે બહારના કારણથી ઉત્પન્ન થઇને, અંતરના ઉપર કામ કરે છે, અને જેનું કાર્યફળ વળી બહારમાં આવીને પરિણત થાય છે, તેજ વાક્યનો વિષય છે, અર્થાત્ વાક્યના વર્ણનીય છે; કારણ કે બહારના વ્યાપાર આપણે વાક્યથી ચિતારી શકીએ છીએ, વળી જે અંદરના કાંડથી ઉત્પન્ન થઇને અંતરમાં કામ કરે છે, અંતરમાંજ લય પામે છે, તે જ વાક્યના અનીત છે, દર્શનના વિષય છે, કારણ અંદરના વિષયમાં આપણે વાક્યથી પૂર્ણ ચિત્ર આપી શકતા નથી. એ દર્શનમાં સહાનુભૂતિથી ઉપલબ્ધિ કરવું પડે છે; કંઇ અવસ્થામાં અન્તર શી રીતનો ભાવ ધારણ કરે છે, તે અંતરજ સમજી શકે છે; એ વાસ્તે ચરિત્રને તે અવસ્થામાં યથાયથ સંસ્થિત કરીને પ્રત્યક્ષ કરાવી શકયાથી તદવસ્થિત અંતર શી રીતે ભાવવાળુ બીજું અન્તર સહાનુભૂતિ દ્વારા તે ઉપલબ્ધિ કરી શકે છે.

શ્રાવ્ય કાવ્ય અને દૃશ્ય કાવ્યની સાધારણ વ્યાખ્યા આ થઈ શકે છે કે—ઉપાખ્યાનમાં બહારનો વ્યાપાર પ્રબળ છે તેજ શ્રાવ્ય કાવ્ય છે; અને જેમાં અંદરના વ્યાપાર પ્રબળ હોય તે દૃશ્ય કાવ્ય છે. શ્રાવ્ય કાવ્યમાં પણ અંતરના વ્યાપાર ઉત્પન્ન થાય છે, પણ એ તેના પ્રબળ વિષય હોતા નથી. તેમ દૃશ્ય કાવ્યમાં પણ બહારના વ્યાપાર પેદા થાય છે, પરંતુ તે પણ તેના પ્રબળ વિષય નથી. અમે શ્રાવ્ય કાવ્ય અને દૃશ્ય કાવ્યના બે ઉદાહરણ આપીએ છીએ.

મહાકવિ વાલ્મીકિ રચિત રામાયણ એક મહાકાવ્ય છે; અને કવિવર શેક્સપિયર રચિત હામલેટ એક દૃશ્ય કાવ્ય છે. રામાયણના અયોધ્યા કાંડમાં રામ વનવાસ વિભાગ દૃશ્ય કાવ્ય અથવા નાટક લક્ષણ ક્રાંત છે; કારણ કે

એમાં અન્તર વ્યાપારના કાર્ય દેખાડવાની તેની મૂળ મતલબ છે. મંથરાની ખરાબ સલાહ સરળ રાજમહર્ષી કૈકેયીનું મન શી રીતે વિકૃત થયું, શી રીતે કૈકેયીની નિર્દય પ્રાર્થનાના વજ્રસમ આઘાતથી રામ દશરથનું અંતર તુટી તથા છિન્નભિન્ન થઇ ગયું, જે છિન્નભિન્નતાના મૃત્યુના શિવાય બીજી કોઈ રીતની શાંતિ થઇ નહિ, આ ભાવ નાટક લક્ષણના છે; કારણ કે એમાં અન્ત વ્યાપાર પરિચાલન તથા ઘાત પ્રતિઘાત કાર્ય જ પ્રબળશ છે. ત્યાર પછી રામના વનવાસ ગમનથી લઇને ચીતા સુધી બધો વ્યાપારજ શ્રાવ્ય કાવ્યોચિત છે. રામ યૌવરાજ્યમાં અભિષિક્ત થશે, સમસ્ત ઉત્તર કૌશળ તેના યૌવન સુલભ આશાવેલની રમતની જગા થશે, તે દહાડો આવે છે, રામ વિચારના સુખમાં નિમગ્ન છે. શહેરમાં ઘરે ઘરે ઉત્સવ થાયછે, રસ્તા ઘાટપર ગબડબ થઈ રહી છે, પુરમાં મંગળાચરણ થાય છે, રાજસભામાં પાત્ર, મિત્ર, મુનિ ઋષિવર્ગ સર્વ પ્રકારની તૈયારી કરીને રાહ જુએ છે, સુમંત રથારોહણથી રામને લઇ આવીને અભિષેક આજ્ઞા મળવા માટે અંતઃપુરમાં રાજાની પાસે લઈ ગયો, રામે પિતાની પાસેથી અભિષેકની આજ્ઞાને બદલે એકદમ ચઉદ વર્ષ દેશનિકાલ થવાની આજ્ઞા મેળવી. આ બહારના દુર્દૈવના આઘાતથી રામનું અન્તઃકરણ કેવા ભાવવાળું થયું, અને તેનું કાર્યફળ ક્યાં પૂરૂં થયું છે, તે કવિએ દેખાડયું છે; અર્થાત્ તેનું ફળાફળ બહારમાં આવીન પૂરૂં થયું; રામ જાનકી અને લક્ષ્મણની સાથે વનમાં ગયો; દુર્દૈવના આઘાતથી અન્તઃકરણનો વિકાર પ્રતિઘાત આવા માટે અંતઃકરણમાંથી સંસ્થિત રહ્યો નહિ, અથવા તત્ક્ષણાત્ દશરથના અંતરમાં કાંઇ પ્રતિઘાત આપ્યો નહિ. રામ શાંત પ્રફુલ્લ ચિત્તથી, દ્વિરુક્તિ ન કરતા પિતાની આજ્ઞા માથે ચઢાવીને જટાવલ્કલ પહેરીને સંસાર છોડીને વનમાં ગયો. વનમાં ગયા પછી વળી દુર્દૈવનો આઘાત થયો; પ્રણયીજન પ્રણયીનીનું મુખ જોઇને બધું વીસરી શકે છે, રામ સીતાનું મુખ જોઇને સર્વ દુઃખ ભૂલી ગયા હતા, રાવણે તેના જીવ સર્વસ્વ સીતાને હરણ કરી આ વિષમ દુર્દૈવના આઘાતથી વળી રામના મને શોકનો આઘાત મેળવ્યો,

તે કેવળ રામના અંતરમાં પ્રતિઘાત કરવા માટે તૈયાર થયો નહિ, રાવણના બળદર્પિત અવસ્થાના ઉપર પ્રતિઘાત આપીને તેને ચૂર્ણ કરવાને તૈયાર થયો; બહારના આઘાતથી વિકૃત અન્તઃકરણ બહારનો આઘાત આપવામાંજ શાંતિ મેળવવાને તૈયાર થયા, સીતા હરણ થઇ, ત્યારથી સીતાનો ઉદ્ધાર કર્યો ત્યાં સુધી બધા બનાવ આવા બહારના વ્યાપાર પ્રવણ છે.

વળી શેકસપિયરના ઓથેથો નામના નાટકમાં ઓથેલો અને ડિસડિમોના પવિત્ર પ્રણયની દંપતી છે. બેઉ પ્રેમ વિગલિત અને એકીભૂત છે. ઇયાગોની કુટિલ અભિસંધિના વાક્ય ઓથેલાના પ્રણયગાઢ અન્તઃકરણમાં વિદ્ધ થયા, તે અન્તઃકરણ જલદીથી તુટવા જેવું નહોતું, શી રીતે ઇયાગોના મર્મભેદી આઘાત વારંવાર થયાથી આખરે તુટી તથા છિન્ન ભિન્ન થઇ ગયું, આજ વિશુદ્ધ નાટક લક્ષણાકાંત છે. ત્યારપછી ઓથેલોનું ભગ્ન અન્તઃકરણ સંયત થઇને નિર્દોષ સરળ ડિસડિમોનાના ઉપર જે આઘાત કરવાને તૈયાર થયો, તે શ્રાવ્યકાવ્ય અને નાટક બેઉ લક્ષણાકાંત છે; આ આઘાતમાં કેવળ ડિસડિમોનાના અન્તરના ઉપર લક્ષ નથી, શરીર અને અંતર બેઉના ઉપર છે. આ બે પ્રકારના આઘાત મેળવવાની વખતે ડિસડિમોનાનું ચરિત્ર વિશુદ્ધ શ્રાવ્ય કાવ્યોચિત છે. ડિસડિમોનાનો નિર્દોષ સરળ અન્તઃકરણ ઓથેલોના મુખથી અસતીત્વ અપવાદનો મર્માન્તિક આઘાતો મેળવવા લાગી, ભગ્ન થવા લાગી, છિન્ન ભિન્ન થવા લાગી, પણ ઓથેલોના અન્તરના ઉપર જરા પણ પ્રતિઘાત આપ્યો નહિ, ઉલટી ઓથેલોનો ક્રોધ શાંત પાડવાનો ઉપાય શોધવા લાગી, અંતે પ્રાણ સુધાં ઓથેલોની છરીમાં સોંપ્યો, તથાપિ ઓથેલોના અન્તરમાં એક સામાન્ય વાક્યનો આઘાત પણ કર્યો નહિ.

ડિસડિમોનાના કરતાં શકુન્તલાનુ ચરિત્ર વધારે નાટક–લક્ષણાકાંત છે. કણ્વમુનિના શિષ્યોથી શકુન્તલા રાજપુરીમાં આણવામાં આવી, રાજા દુષ્મંત દુર્વાસા મુનિના શ્રાપના પ્રભાવથી પૂર્વ વૃત્તાન્ત ભૂલી જવાથી તેને ઓળખવા પામ્યો નહિ, આ વખતે કણ્વ મુનિના શિષ્યોની અને શકુન્તલાની સાથે રાજાની જે વાતચીત થઇ છે. તે નાટક લક્ષણાકાંત છે. રાજાએ પહેલાં

શકુન્તલાને ઓળખી નહિ પછી તેની જોડે વિવાહ કર્યો છે એ સાંભળીને વધારે આશ્ચર્ય પામ્યો; આ બધાં કાર્યમાં તથા વાક્યમાં શકુન્તલાનું મન ભગ્ન તથા છિન્ન ભિન્ન થઈ ગયું, આખરે જ્યારે રાજાએ શકુન્તલાના મુખથી પ્રણય સ્મરણોદ્દીપક તપોવનમાં બેતસલના મંડપમાં હરણના બચ્ચાંને પાણી પીવડાવવાનો વૃત્તાન્ત સંભળાવ્યો, ત્યારે તેણે હસીને કહ્યું, જે સ્ત્રીઓના આવા મધુર પ્રવચનના વાક્ય ભોગાસક્ત માણસોના વશીકરણ મંત્ર સ્વરૂપ છે. ગોતમીએ તે વેળાએ તેને કહ્યું, મહારાજ, શકુન્તલા તપોવનમાં નાનપણથી પાલિતા છે, એ પ્રવંચના કોને કહે છે તે જાણતી નથી. રાજાએ કહ્યું, પ્રવંચના સ્ત્રી જાતિની સ્વભાવ-સિદ્ધ વિદ્યા છે. શકુન્તલાના પ્રવંચક છે. આ આઘાત શકુન્તલાના અન્તઃકરણમાં ભારે લાગ્યો, અને એ પ્રતિઘાત પ્રદાન નહિ કર્યા શિવાય રહી શકી નહિ. શકુન્તલા બોલી, અનાર્ય ! તમે પોતે જેવાછો તેવા બીજાને ધારોછો. ઈત્યાદિ વાતચીત સંપૂર્ણ નાટક લક્ષણાક્રાંત છે.

ડિસડિમોનામાં નાટકના લક્ષણ નથી, પણ ડિસડિમોના ઓથેલો નાટકનું મૂળ ચરિત્ર નથી, ઓથેલોજ તેનું મૂળ ચરિત્ર છે, એ વાસ્તે ઓથેલો આખ્યાન નાટક છે; શકુન્તલાનું શકુન્તલા જ મૂળ ચરિત્ર છે એ વાસ્તે શકુન્તલા નાટક છે.

અમે પહેલાં ખંડ કાવ્યના સ્થૂલ વિષય કંઈક કહ્યા પછી મહાકાવ્યના વિષય લખીશું.

ગમે તો ખંડ કાવ્ય હોય કે મહાકાવ્ય હોય બેઉ આખ્યાન મૂળ છે, આખ્યાન કોઇ નાયક નાયિકાના પોતાના ક્ષેત્રના થયાથી એ ખંડ સંજ્ઞા પ્રાપ્ત થાય છે. અને એ સાધારણ ક્ષેત્રના થયાથી મહા સંજ્ઞા પ્રાપ્ત થાય છે. ખંડકાવ્ય અને ખંડનાટક બધી ભાષામાંજ ઘણા હોય છે, મહાકાવ્ય થોડા અને મહાનાટક દુર્લભ હોય છે. મહાનાટક કોઇ ભાષામાં છે કે નહિ તે અમે જાણતા નથી; કેવળ જર્મન ભાષામાં મહાકવિ શિલર પ્રણીત વાલસ્ટિન નામનો નાટક આ લક્ષણવાળો જણાયછે. સંસ્કૃતમાં મહાનાટક નામનો એક નાટક છે, પણ એ નાટકનું નામ માત્ર, નાટકના ગુણ તેમાં નથી.

આખ્યાન કાવ્યનું આખ્યાનજ મૂળ અવલંબન છે; આખ્યાનનું સૌન્દર્ય ગોઠવવામાં સુકૌશળ રહ્યાથી તેના નાયક નાયિકા તેના ઉપર ઉત્તમ સંસ્થાનના કારણથી વધારે શોભા ધારણ કરે છે. આખ્યાનમાં સૌન્દર્ય નહિ રહેવાથી તેના નાયક નાયિકા ઘણા સુંદર હોવા છતાં પણ કર્દમના ઉપર રત્ન પ્રમાણે શોભાહીન દેખાય છે. નાયક નાયિકા જો સુંદર હોય, તો તેનું ઉપાખ્યાન પણ ખચીત સુંદર થશે. નાયક નાયિકાનામાં જો દયા, પ્રેમ, ભક્તિ, ઉચ્ચાભિલાસ વગેરે સૌન્દર્ય બધા પ્રબળકર હોય તો તેઓનો કાર્યપ્રવાહ સંસારમાં અદ્‌ભુત વૈચિત્રમય થશે. તેનું મૂળ શું છે? પ્રબળ સ્રોતસ્વતીની ગતિ જેમ પૃથ્વીના પહાડ, અરણ્ય, ઉચ્ચા નીચામાંથી વૈચિત્રમય છે, તેમ સંસાર ક્ષેત્રમાં પણ અદ્‌ભુત આત્માની ગતિ ક્યાં ઉચ્ચા શિખરપરથી નાયગરામાં પડવું છે, ક્યા સકીર્ણ સ્થાન ખરતર વેગ, ક્યાં પ્રશસ્ત સ્થાનમાં ધીર મન્દ ગતિ, ક્યા પૃથ્વીનો પટ વિદારણ કરીને સુંદર ફુવારા એજ આપણે જોવા ઇચ્છીએ છીએ, પર્વતના પ્રતિબંધકના પ્રમાણે જીવન સ્રોત સંસારની અડચણો નિરંતને માટે અચલ, સ્થિર રહેલી છે, તે આપણે જોવા ચહાતા નથી; અથવા સપાટ મેદાનમાં એકજ સ્રોત ધીરે ધીરે વહેછે તે પણ આપણે જોવા ચહાતા નથી, સ્રોતના વિવિધ ઘાત પ્રતિઘાતની વિવિધ વિચિત્ર સૌન્દર્ય મૂર્તિ આપણે જોવા ઇચ્છીએ છીએ.

આ ઉપાખ્યાન રચવાના વિશેમાં કવિની વિશેષ સામર્થ્યની જરૂર પડે છે. કાર્યક્ષેત્રમાં નાયક અથવા નાયિકાને અવતીર્ણ કરવામાં બીજા ચરિત્રોની સાથે તેઓનો સંબંધ રાખવો જોઇએ. એક માણસના જીવન કાંડમાં અસંખ્ય માણસોનો સબંધ સંભવે છે. પણ મૂળ ચરિત્રની સાથે આ અસંખ્ય ચરિત્રની ઓળખાણ આપવી નિષ્પ્રયોજન છે, અને આખ્યાનનું સૌન્દર્ય નાશક થાય છે, નદીનો પ્રવાહ તૃણ ક્ષેત્રનાં કેટલાક તૃણને સ્પર્શ કરીને ચાલે છે, કેટલા ગુલ્મ વેલને અતિક્રમ કરે છે, આપણે તે જોવા ચાહતા નથી કેવળ કિયા કિયા સાંકડા માર્ગથી સ્રોત ખરંતર થાય છે. કિયા પહાડમાંથી પડીને સ્રોત ગર્જન કરીને તેને ઉલ્લંઘીને પડે છે; કિયા હૃદયને ખી-

લવીને તેના ઉપર દિવ્ય પ્રસ્રવણ મૂર્તિ ધરીને ઉભો છે; તે બધા સંસ્પર્શેજ આપણે જોવા ઇચ્છીએછીએ, અને તે બધા ચરિત્ર સંબંધમાં આખ્યાન અને આખ્યાનનું મૂળ ચરિત્ર વધારે સૌન્દર્ય ધારણ કરીને રહેછે. શ્રાવ્ય ખંડકાવ્ય ઉલટા અનુચરિત્ર વાક્ય કંઇક સહનીય છે પણ દૃશ્ય ખંડ કાવ્યમાં તે બનતી મહેનતે પરિવર્જન કરવા જોઇએ.

જેમ નદી સાગરના ઉદ્દેશમાં પ્રવાહિત થાય છે, તેમ જીવન પણ કોઇ તૃપ્તિ અથવા શાંતિસુખ સાગરનું લક્ષ કરીને વહે છે. નાયક અથવા નાયિકાના ઉદ્દેશની સાથે અનુચરિત્રોના ઉદ્દેશ મિલિત થઇને બેઉ એક પ્રકૃતિ થયાથી, મિલિત થઇને શી રીતે પરિવર્દ્ધિત થાય, વિભિન્ન પ્રકૃતિના થવાથી શી રીતે દ્વન્દ્વમાં મત્ત અથવા એકના પ્રાબલ્યથી બીજાનો નાશ કરે છે. એકની દુર્બુદ્ધિથી બીજાને આકર્ષણ કરીને બેઉજ નષ્ટ થાય છે, આ બધા ગ્રંથનમાંજ આખ્યાનનો આકાર રચવામાં આવે છે. આ બધા કાર્યની ગતિ શ્રાવ્ય કાવ્યમાં શ્રાવ્ય કાવ્યોચિત અને દૃશ્ય કાવ્યમાં દૃશ્ય કાવ્યોચિત થઇ પડે છે, અર્થાત્ શ્રાવ્ય કાવ્યમાં બહારની પ્રકૃતિના કાર્યજ પ્રબળ અને દૃશ્ય કાવ્યમાં અન્તઃપ્રકૃતિનું કાર્ય પ્રબળ થઇ પડે છે.

મૂળ ચરિત્રની સાથે એ ચરિત્ર પોતપોતાના ઉદ્દેશ સાધન વિશેમાં એક બીજાને તાબે કરવાના જે કાર્ય છે તેની મૂળ પ્રકૃતિ બે જાતની છે. ઉદ્દીપના અને વિભ્રમ. જેનાથી અન્તઃકરણ ચેતન, સંયત, દૃઢ, ઉત્તેજિત [illegible]ા ઉજ્જ્વલિત થાય છે તેજ ઉદ્દીપના છે; વળી જેનાથી અન્તઃકરણ [illegible]ધ, ભગન, શિથિલ, દ્રવ તથા પ્રવાહિત થાય તેજ વિભ્રમ છે. વહેમ, અજ્ઞાનપણુ, અધીનતા ઇત્યાદિથી અન્તઃકરણ જડ થઇ પડવાથી અથવા બીજા કોઈ વિષયમાં સ્થિર દૃઢ કરીને બેસી રહેવાથી ઉદ્દીપના તેની વિરૂપ મૂર્ત્તિથી ઉઠીને તેને ચેતન કરાવે છે, આઘાતે આઘાતે તેની પ્રત્યેક વિસ્મૃતિનો દરવાજો ઉઘાડીને અતીતને પ્રબળ સ્રોતમાં આણીને હાલમાં નાખે છે, દૂરને સજાવી લાવીને પાસે કરે છે, અને હાલને તેના અંદરનું બળ સ્મરણ કરાવી દે છે, ત્યારે ભૂત અને ભવિષ્યત્ બેઉ પાસેના આ

ઘાતથી હાલની અંદરનું બળ ઉચ્છવસિત થઇ પડે છે, અને જડતાનું ઢાંકણુ પ્રબળ તરંગઘાતથી ભાગી નાખીને પ્રવાહિત થાય છે. પણ વિભ્રમ વિરૂપ મૂર્ત્તિમાં આબ થતી નથી, અનુરૂપ અતિ સહ્રદય ભાવથી હાજર થાય છે, ભૂત ભવિષ્યને દૂર તણાવી દે છે, અને મોહન દ્વારા બાકીની હાલની સ્મૃતિના દરવાજા બંધ કરીને આત્મ–વિસ્મૃતિ પણ હાજર કરે છે, અને ચેતના હરણ કરીને નિદ્રાભિભૂતના પ્રમાણે કોઇ સ્વપ્ન રાજ્યમાં લઇ જઇને કોઇ પ્રિય મૂર્ત્તિ આપણને દેખાડે છે, આ મૂર્ત્તિ આપણી જોડે વાતચીત કરે છે, આલિંગન કરે છે; આપણે તેના સંગમ સુખથી એકીવારે વિહ્‌વલ થઇ જઇએ છીએ, અને જેમ નિદ્રા ભંગથી સ્વપ્ન મૂર્ત્તિ તિરોહિત થઇ જાય છે, તેમ કાવ્યમૂર્ત્તિ આપણે કાલ્પનિક તરીકે જણાયા છતાં પણ તેનું દર્શન કેવું રમણીય, તેનો સંગમ કેવો સુખાવહ, આપણું ચિત્તક્ષેત્ર આ બધા ભાવથી અભિષિક્ત છે, શિથિલ, દ્રવ થઇને સાગરવત્ એકાકાર થઈ જાય છે અને તે સ્વપ્ન મૂર્ત્તિને મેળવવા માટે આપણી બધી હરકતના વિપક્ષમાં આંધળા તથા ઉદ્ધત થઇ ઉઠીએ છીએ.

ઉત્તેજના અને વિભ્રમ બેઉની મતલબ એક છે, કેવળ પ્રકૃતિ જૂદી છે. બેઉ કાવ્યના અંગ છે. પશ્ચિમના પંડિતો ઉદ્દીપનાને કાવ્યથી પૃથક્ કરીને સ્વતંત્ર સંજ્ઞા આપી છે, પણ ભરતખંડના પંડિતો તેનું વિશેષ કારણ કંઇ જોઇ શકતા નથી. બેઉ કાવ્યનો ઉદ્દેશ પૂર્ણ કરવામાં બે અંગ માત્ર છે.

ખંડ કાવ્યમાં એના ચરિત્રોની સાથે મૂળ ચરિત્રના આવી પ્રકૃતિના કાર્ય આપીને ઉપાખ્યાન એજ સીમામાં ઉત્તીર્ણ થાય છે. આ અંતમાં જઇને અપૂર્વ આખ્યાનનો રસ વિચાર થાય છે. જો ઉપાખ્યાન આખરની વેળાએ અન્તઃકરણને પ્રફુલ્લ પ્રસારિત, તથા ઉન્નત કરીને કોઇ ઉજ્વલ વ્યાપ્ત ક્ષેત્ર દેખાડીને પરિસમાપ્ત થાય, તો તેને સુખાન્ત આખ્યાન (Comedy સંજ્ઞા અપાય છે, અને જો એ અન્તરને ગંભીર, ભારી, અવનિત, સ્તંભિત વિહ્‌વલ કરે અને અનંત ઘોર અંધકારનું ક્ષેત્ર દેખાડીને પરિસમાપ્ત થાય, તો તેને દુખાન્ત ( Tragedy )સંજ્ઞા

કરવામાં કવિને હામલેટનું બીજું જીવન ચિત્રિત કરીને બીજું એક ખંડ કાવ્ય ત્યારપછી લખીનેજ એની સાથે જોડવું પડત. આ કાવ્ય હામલેટના ચિરવિષન્ન અન્તઃકરણને પૂર્ણ પ્રફુલ્લ, વૈરાગ્ય પરિત્યાગ પૂર્વક સાંસારિક સુખમાં અનુરાગી તથા સુખી, આઘાતના જખમો સારા તથા સબળ અને આશા ભરૂસાના કામમાં જીવનને પરિપ્લુત કરીને ચિત્રિત કરવું પડત, અને ત્યારે એ આપણને હામલેટનું આટલું દુઃખ વિસારીને તેના સુખમાં સુખી કરી શકત. અને તે વેળાએ અમે હામલેટ ઉપાખ્યાનને સુખાંત ઉપાખ્યાન સંજ્ઞા આપી શકત.

ગ્રીક ભાષામાં એવા પુષ્કળ નાટકો છે કે જે દુઃખના બનાવમાં માત્ર અંત આવતો નથી, પણ એ દુઃખાંત સંજ્ઞાના અન્તર્ગત છે. યુરિનાઇડિસ (Euniraides) ફાઇલકાટેટિસ (Philsetetis) અને કઇ ચુપલ કલોનિયસ (Œdipus Coloneus) અને ઘણાક યુરિપાઇડિસના (Euripides) નાટકોમાં પણ સુખના બનાવના અંત છે પણ તેઓ દુઃખાન્ત સંજ્ઞા ધારી છે.

ભરતખંડના કવિયોના ઉપાખ્યાન ઘણું કરીને સુખ દુઃખના સમતામાં રચિત થતા હતા, અથવા સુખ પ્રબળ કરીને રચવામાં આવતા હતા પણ દુઃખ પ્રબળ રચનાના વિષયમાં જેટલો જોઇએ તેટલો આદર નહોતો અને અલંકાર શાસ્ત્રમાં તેનું નિષેધ સૂત્ર પણ લખેલું છે. પણ શા કારણથી ભરતખંડના આલંકારિકોએ ઉપાખ્યાનને દુઃખાન્ત કરવાની મનાઇ કરી હતી, તેનું નિગૂઢ તત્વ જણાતું નથી. કદાચ નાટકશાળામાંથી માનવ કવિના મન લ્પત અસામાન્ય દુઃખભારાવનત અન્તકરણથી માણસો ઘેર જઇને સાંસારિક કોઈ સામાન્ય સુખના દ્વારાથી હવે તેને દૂર કરશે, અને દુઃખ ભારથી વિકૃત મન સ્ફૂર્તિ વિનાનું થયાથી સંસારમાં કંઇ કાર્યકારી થશે નહિ, અને શારીરિક તથા માનસિક રોગ થાય અને એવા દુઃખથી વારંવાર મન દુઃખ વિષયમાં જડ થઈ જાય, એવો વિચાર કરીને તેઓએ ઉપાખ્યાન દુઃખમાં અંત આણવાની મનાઇ કરી હશે.

માનવ અંતરમાં દુઃખ અને ઘોર વિષયને જોવાની એક પ્રવૃત્તિ છે,

કવિ તે સમજીને તેના અનુરૂપ સામગ્રી રચે છે. ઘણાઓને સવાલ કરે છે, દુઃખ અને ઘોર વિષયને માટે મનુષ્યની પ્રવૃત્તિ શા માટે ઉત્પન્ન થાય છે? એના ઘણાકોએ ઘણી જાતના જવાબ આપ્યા છે. કોઈ કહે છે કે આપણને એ સુખમય તથા સુસ્થિર જીવનની સાથે કોઇ દુર્દૈવ પીડિત જીવનની દુર્દશાની તુલનામાં એને જે સુખમય તથા સુસ્થિર તરીકે જણાય છે, તેને વાસ્તે આપણને દુઃખ તથા દુર્દશા જોવાની પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. શ્લેગલ ( Schlegel ) એનો આ જવાબ આપે છે કે જ્યારે કોઈ દુઃખાંત ઉપાખ્યાનના પાત્રના ઉપર ગાઢ અનુરક્ત થાય છે, ત્યારે આપણે આત્મત્વ ભૂલી જઇએ છીએ, અને પાત્રના દુઃખમાં દુઃખી થઇ પડીએ છીએ, તેથી અવસ્થાની તુલનામાં દુઃખોત્પતિની સંભાવના શી છે ? અને જો આપણે પાત્રના દુઃખથી દુઃખિત ન થઇએ, તો એ કબુલ કરવું પડશે કે ઉપાખ્યાન તેની મતલબ કાર્ય કરવામાં ફતેહમંદ થઇ શકતી નથી. બીજાઓ કહે છે કે કાવ્યમાં પાપી માણસની શાસ્તિ અને ધાર્મિકને બદલો મળતો જોઇને નૈતિક ઉન્નતિ મેળવીએ છીએ, આરિસ્ટોલ ( Aristitle ) કહે છે કે દુઃખાન્ત ઉપાખ્યાનનો તાત્પર્ય એ છે કે એનાથી આપણા અંતઃકરણને દુઃખમાં દુઃખી અને ભયમાં ભયભીત કરીને આપણી હૃતવૃત્તિયોને પરિમાર્જિત કરે છે; આવી રીતે જૂદા જૂદા માણસોના જૂદા જૂદા મતો છે, પણ ઉપર કહેલી રીતે નૈતિક ઉન્નતિ મેળવવાની કાવ્યની મતલબ નથી, કારણ કે ઉત્કૃષ્ટ કાવ્યમાં પણ આપણે પાપનો સ્પર્દ્ધા અને ધર્મની અવનતિ જોઈ છે; અને હૃતૃવૃત્તિનું પરિમાર્જત પણ તેની મતલબ નથી, કારણ કે કાવ્યમાં હૃતવૃત્તિને મલિન કરવાનો ઉપાદાન પણ હોય છે. બીજા સંપ્રદાયના માણસો કહે છે કે આપણું મન સંસારના નિત્ય કર્મમાં આળસુ અને જડ થઇ પડ્યાથી, આપણી પ્રબળ ઉત્તેજના અને અન્તરાવેગના કાર્યો જોવા માટે નાટકશાળાની તરફ ખેંચાઇએ છીએ. શ્લેગેલ ( Schlegel ) કહે છે [illegible] પ્રયોજન આપણા અન્તઃકરણમાં ઉપલબ્ધ થાય છે ખરું, પણ માટે કાવ્ય દર્શનની સ્પૃહા શા માટે, એમાં પ્રાચીન રોમ જેવા

જોતા હતા તેવું પશુયુદ્ધ જોવાથી પણ પરિતૃપ્ત થઇ શકે છે. દુઃખમય ઘોર દેખાવો જોવાની પ્રવૃત્તિ માનવ-અંતરમાં ઉત્પન્ન શા માટે થાય છે, આ પ્રશ્ન વિશે શ્લેગેલે પોતાનો આવો મત કહ્યો છે કે અભિભૂતકારી દુઃખો દ્વીપક કોઈ ઉપયુક્ત સંસ્થિત ઉપાખ્યાનમાં આપણે જે આનંદ અનુભવી છીએ, તે કદાચ કવિ કલ્પિત માનવ પ્રકૃતિના મહત્વ જોયાથી થાય છે, નહિતો એ બહારના વિશૃંલમય કાર્ય સ્રોતની સાથે ઉન્નત પ્રકૃતિ વસ્તુઓને સંસ્થિત રહી છે તે જોઇને ઉત્પન્ન થાય છે; અથવા એ બેઉ જોઇને ઉત્પન્ન થવાનો સંભવ છે. *

જેમ શ્લેગલે બીજા બધાના મતના વિરૂદ્ધમાં કહ્યું છે, અમે પણ તેમ તેના મતના વિરૂદ્ધ બોલી શકીએ છીએ, જે ઉત્કૃષ્ટ એવા ઘણાક દુઃખ પ્રબળ ઉપાખ્યાનમાં અમે માનવ પ્રકૃતિનું મહત્વ જોવાના વિપરીતમાં એના દૌર્બલ્ય તથા અવનતિજ જોઇએ છીએ. જો કોઈ શિરાજ દઉલાને નાયક કરીને દુઃખ પ્રબળ કાંઇ ઉપાખ્યાન લખે અને તેના ચરિત્રનો ભીસના દૌર્બલ્ય ભોગાસક્તના વગેરે તુચ્છ ગુણથી સજિત કરે, તથાપિ દુર્દૈવના ઘોર ચક્રમાં પડીને નિઃસહાય સિરાજ દઉલાના મૃત્યુના દેખાવથી અમને

---

* The satisfaction, therefore, which we derive from the represention in a good tragedy, of powerful situations and overwhelming sorrows, must be ascribed either to the feelings of the dignity of human nature, excited in us by such grand instances of it, as are therein displayed, or to the trace of a higher order of things, impressed on the apparently irregular course of events, and mysteriously revealed in them; or perhaps to both these causes conjointly.

**(Schdeogel's Dramatic Literature Chap V.)**

ઓછી ઉત્તેજના થશે નહિ. આપણું મન તે વેળાએ માનવ પ્રકૃતિનું મહત્વ, નીચત્વનો વિચાર ભૂલીને સમ દુઃખમાં દુઃખી થઇ પડશે.

શા કારણથી દુઃખજનક તથા ભયંકર દૃશ્ય જોવામાં કૌતુહલ ઉત્પન્ન થાયછે, તે મનજ જાણે છે; એ મનસ્તત્વવિજ્ઞાનનું એક જટિલ, દુર્ભેદ પ્રશ્ન છે. મહાન્ મનુષ્યજ નહિ પણ આપણે સમાન્ય પશુપક્ષીનાં દુઃખ જોઇને પણ વખતો વખત રડીએ છીએ, અને આ દુઃખ જે પરિમાણે વધારે અને ઘોરતરછે તે પરિમાણે એ આપણને ઉપભોગની વસ્તુ થઇ પડે છે

દુઃખની સાથે દુઃખ સમજવું, અને ભયંકર દેખાવમાં ભયભીત થવું એ માનવ પ્રકૃતિનું એક જાતનું સુખ છે એનું કોઇ સંભવાય કારણ છે, એ આપણને જણાતું નથી, એનું કારણ પૂછવાથી આપણે એટલુંજ કહી શકીએ છીએ કે, એ માનવની પ્રકૃતિ છે. કવિ માનવની આ પ્રકૃતિગત ઇચ્છા સમજીનેજ તેના પ્રમાણે ઉપાખ્યાન રચે છે. દુઃખાન્ત ઉપાખ્યાનના અંદરનો ભાગ શો છે, તે વિશે અમે હવે કંઇ લખીશું.

અન્તઃકરણના ગંભીરત્વ, ભારત્વ, અવનતિ, સ્તંભન તથા વિહ્વલાદિ ભાવજ દુઃખ છે, જે બનાવથી આ બધા ભાવ અન્તઃકરણમાં ગાઢ અને ગાઢતર થાય, તેજ દુઃખાન્ત ઉપાખ્યાનના ઉપયોગી છે. શ્લેગેલે કહ્યું છે કે, અંદરની સ્વતંત્રતા અને બહારની પરાધીનતા આ બે દુઃખાંત જગતના બે કેન્દ્ર છે અને એઓના બન્નેનું વૈષમ્યજ એકેનું પરિસ્ફુટ થાય છે.* પ્રાચીન ગ્રીકોના દુઃખન્ત ઉપાખ્યાનના વિષયમાં આવું જ્ઞાન હતું. શેક્શપિયરનું

---

* Inward liberty and external necessity are the two poles of the tragic world. It is only by contrast with its opposite that each of these ideas is brought into full manfistation.

Schlegel's Deramatic Litrature Chah V
Black's English translation.

જોતા હતા તેવું પશુયુદ્ધ જોવાથી પણ પરિતૃપ્ત થઇ શકે છે. દુઃખમય ઘોર દેખાવો જોવાની પ્રવૃત્તિ માનવ-અંતરમાં ઉત્પન્ન શા માટે થાય છે, આ પ્રશ્ન વિશે શ્લેગેલે પોતાનો આવો મત કહ્યો છે કે અભિભૂતકારી દુઃખો દ્દીપક કોઈ ઉપયુક્ત સંસ્થિત ઉપાખ્યાનમાં આપણે જે આનંદ અનુભવી છીએ, તે કદાચ કવિ કલ્પિત માનવ પ્રકૃતિના મહત્વ જોયાથી થાય છે, નહિતો એ બહારના વિશૃંખલમય કાર્ય સ્રોતની સાથે ઉન્નત પ્રકૃતિ વસ્તુઓને સંસ્થિત રહી છે તે જોઇને ઉત્પન્ન થાય છે; અથવા એ બેઉ જોઇને ઉત્પન્ન થવાનો સંભવ છે. *

જેમ શ્લેગલે બીજા બધાના મતના વિરૂદ્ધમાં કહ્યું છે, અમે પણ તેમ તેના મતના વિરૂદ્ધ બોલી શકીએ છીએ, જે ઉત્કૃષ્ટ એવા ઘણાક દુઃખ પ્રબળ ઉપાખ્યાનમાં અમે માનવ પ્રકૃતિનું મહત્વ જોવાના વિપરીતમાં એના દૌર્બલ્ય તથા અવનતિજ જોઇએ છીએ. જો કોઈ શિરાજ દઉલાને નાયક કરીને દુઃખ પ્રબળ કાંઇ ઉપાખ્યાન લખે અને તેના ચરિત્રનો ભીસના દૌર્બલ્ય ભોગાસકતના વગેરે તુચ્છ ગુણથી સજ્જિત કરે, તથાપિ દુર્દૈવના ઘોર ચક્રમાં પડીને નિઃસહાય સિરાજ દઉલાના મૃત્યુના દેખાવથી અમને

---

* The satisfaction, therefore, which we derive from the represention in a good tragedy, of powerful situations and overwhelming sorrows, must be ascribed either to the feelings of the dignity of human nature, excited in us by such grand instances of it, as are therein displayed, or to the trace of a higher order of things, impressed on the apparently irregular course of events, and mysteriously revealed in them; or perhaps to both these causes conjointly.

**(Schdeogel's Dramatic Literature Chap V.)**

સુખાન્ત આખ્યાન, દુઃખાન્ત આખ્યાનના બરાબર ઉલટા લક્ષણવાળું હોય છે; એ અન્તઃકરણને ક્રમે વિકશિત, વિલ્હત તથા ઉન્નત કરતાં કરતાં એક પ્રશસ્ત સુખક્ષેત્ર દેખાડીને પરિસમાપ્ત થાય છે, અમે દુઃખાન્ત ઉપાખ્યાનની પ્રકૃતિની આલોચનાની વખતે સુખાંત ઉપાખ્યાનની પ્રકૃતિ પણ એક રીતે દેખાડી છે. ઉપાખ્યાનના આખરના ભાગના બનાવ કેવળ મિલન, સૌભાગ્ય ઇત્યાદિ કોઇ સુખજનક બનાવમાં પૂરો થયાથી એ સુખાન્ત સંજ્ઞા મેળવી શકતી નથી. સુખાન્ત અને દુઃખાન્તના અર્થમાં ઉપાખ્યાનના છેલ્લા બનાવમાં કેવળ સુખ અથવા દુઃખ જનક અવસ્થા પ્રાપ્ત થાય એમ નથી, અપૂર્વ ઉપાખ્યાનનું સુખ દુઃખ બેઉ રસમાં એ પ્રબલ થઇને એકને અતિક્રમ કરીને બીજું તેના અંતમાં જઇને ઉભું રહે. ઉપાખ્યાનને અમે તે રસાન્તક સંજ્ઞા આપીએ છીએ. સુખાન્ત દુઃખાન્તના અર્થમાં સુખ દુઃખ ઘટનાન્ત સમજવું નહિ, સુખ રસાન્ત દુઃખ રસાન્ત સમજવું જોઇએ.

એક રસને પ્રબળ કરવામાં તેના વિપરીત રસ પોતે વધારે પ્રબળ થઇને ઉદ્દેશ રસને હલકો નહિ કરી મૂકે. વિપરીત રસની સહાયતા વિના કોઈ રસ પ્રબળ રૂપે દેખાડી શકાતો નથી, નીલમેઘના ઉપર જ વિજળીનો ઝબકાર જણાય છે. શેકસપિયરના ડનકાનને મૃત્યુની ભયાનક મૂર્ત્તિ દેખાડવાને અને મ્યાક્‌બેથની તીક્ષ્ણ બુદ્ધિનો સ્પર્શ અનુભવ કરવાની આગમજ, તેને સુંદર શોભા દેખાડે છે, અને સુંદર હવાનો સુખમય સ્પર્શાનુભવ કરાવે છે. ડેનકાન મ્યાક્‌બેથનો દુર્ગ સમીપસ્થ થઇને બોલ્યો—“ This castle hath a pleasant seat; the Nimbly and sweetly recommends air itself unto our gentle senses”.

કાળિદાસ શકુન્તલાના પ્રણયસુખ-જ્વલ અંતરપટમાં દુર્વાશાના શાપની વિડંબના કાળિ નાખી હતી, તે કંઇક ગાઢી કરી, ત્યાર પછી એ દૂર કરીને રાજાની સાથે સંમિલનમાં તેના અન્તઃકરણને મેઘમુક્ત રવિના પ્રમાણે દ્વિગુણ કિરણમાં ઉજ્વલ કરી મૂક્યું. સુખ દુઃખ કોઇ મતલબ રસનો પ્રાબલ્ય આવી રીતે જ સંસાધિત થાય છે. એક રસનો આદ્યન્ત

મ્યાકબેથ દુઃખાંત ઉપાખ્યાનછે, પણ એનો દુઃખાંત ભાગમાં પ્રબળ અથવા પરિષ્ફુટ થયો છે? જે મ્યાકબેથ ડાકણોની લાલચથી વાકયના તાબે થઇને સ્ત્રીની ઉત્તેજનાથી નૈતિક બળ ગુમાવીને ચોર પ્રમાણે ઘરમાં આવેલા પરોણા શેઠનું મોડીરાતે છુપી રીતે ખુન કર્યું, અને ધીરે ધીરે ભયના તાબે થઇને મિત્રોનું પણ છુપા જાસુઓથી ખુન કરવાને લગાડયા, તેની અંદરની સ્વતંતા કયાં છે ? વળી તે મ્યાકબેથ સૈન્યાધ્યક્ષથી ગ્લામિસનો થેન અને ત્યારપછી કડરનો થેન અને ત્યારપછી રાજપદ મેળવીને બધી હકુમત પોતાના હાથ કરીને સ્કૉટલંડને પોતાની ઇચ્છાનું રમવાનું સ્થળ જોવા લાગ્યો, તેની બહારની પરાધીનતા કયાંછે? અંદરની સ્વતંતા અને બહારની પરાધીનતા દ્વન્દ્વના પ્રાબલ્યથી મ્યાકબેથ ઉપાખ્યાન દુઃખાંત થઇપડયું નથી. મ્યાકબેથનું અન્તઃકરણ જે જે કારણથી ગંભીર ઘોર ભાવ, ધારણ કરવા લાગ્યું, પોતાનું અંતઃકરણ તેના અનુસરણમાં ક્રમે ઘોરથી ઘોર સ્થળમાં લાવીને એવા ભયંકર ભાવ આખરે જોયા જે દુઃખ પૂર્ણ ભયંકર દૃશ્ય ચરમ સૃજન છે.

ઓથેલો ઉપાખ્યાન આખર પર્યન્ત વાંચ્યાથી શી રીતે ગંભીર અને ગંભીર મૂર્ત્તિ ધારણ કરી છે તે વિશેષ રીતે ઉપલબ્ધ થશે. ઇયાગો કાસિઓના ઘરમાં ડિસડિમોનાના ઉપર ઓથેલોએ જે પ્રણયોપહાર રૂમાલ આપ્યો છે. તે ડિસડિમોના કાસિઓના પ્રેમમાં મુગ્ધ થઇને તેને આપ્યો છે તે દેખાડીને જે પ્રમાણે નિર્દેશન કર્યું છે અને ઓથેલો એ પોતાની આંખે તે જોવાથી અન્તઃકરણ જે ભીષણતર ભાવ ધારણ કર્યો, ત્યાર પછી જે દેખાવથી આપણે ઓથેલોને ડિસડિમોનાને હત્યા કરીને આત્મહત્યા પણ કરતા જોયો તે કેવો ગંભીર, સ્તંભન વિહ્વલકારી છે તે ઉપલું ઉપાખ્યાન ઇતિસુધી વાંચવા અથવા અભિનય દર્શન સિવાય સારી રીતે ઉપબ્ધિ થઇ શકશે નહિ.

દુઃખાન્ત ઉપાખ્યાનની આવી જ પ્રકૃતિ છે. એ ક્રમે ઘોર અને ઘોરતર મૂર્ત્તિ ધારણ કરીને અન્તઃરણને એકીવારે ગંભીરભાર—અવનત, સંભિત ભાવથી વિહ્વલ કરી નાખે છે.

ત્યો નહિ; આશા આપણી પ્રબળ છે, દેવવાણી આપણી આશાને જાગ્રત કરી રાખી છે. મહાશ્વેતાના ભાગ્યમાં આ દુઃખાવતારણ તેના મિલન સુખને હજારો દરજ્જે પરિવર્દ્ધિત કરવાને માટે માત્ર છે. આવા દુઃખની સહાયતા વિના સુખનું પ્રાબલ્ય સાધન બીજી કોઇ રીતે આટલું કદી થઇ શકત નહિ. ચંદ્રાપીડનો વૃત્તાન્ત પણ આવો છે; કાદંબરીની સાથે પહેલા પ્રેમ ત્યાર પછી સંમિલનના સુખની સીમા પહેલેથી ઉપાખ્યાનમાં કવિની મંત્રણા અતિશય જટિલ અને રમણીય છે, આખ્યાન ઉલ્લેખ કરવાની જરૂર નથી. આખ્યાયિકા વાંચ્યાંથી જ તે અનુભવમાં આવી શકે છે. અમે કેવળ દેખાડ્યું કે, સુખાન્ત ઉપાખ્યાન દુઃખના સહાયથી જેમ સુખસ્રોત પ્રબળ મૂર્ત્તિ ધારણ કરે છે; દુઃખ સુખને જય કરી શકતો નથી, સુખ અંતે દુઃખને અવકૃત કરીને તેના ઉપર પ્રબળરૂપે તરે છે.

જે ઉપાખ્યાનની સુખની પ્રકૃતિ ભારે છે અને સારવાન ન થતાં લઘુ અને અસાર થઇ પડે છે, તેને પ્રહસન સંજ્ઞા આપવામાં આવે છે. એમાં મનુષ્યની નિર્બુદ્ધિતા, લઘુચિત્તતા, અસારતા. ખાલ ખયાલી વગેરે ચિત્રિત થાય છે. સુખાંત ઉપાખ્યાનની સાથે પ્રહસન ( ફારસ )ની પ્રકૃતિગત વૈપરત્ય છે; સુખાંત ઉપાખ્યાન સહાનુભૂતિને સાક્ષાત્ સંબંધીમાં ખેંચે છે; પ્રહસન ( ફારસ )માં પરંપરા સંબંધમાં એની ઉત્પત્તિ થાય છે. સુખાન્ત ઉપાખ્યાનમાં નાયક નાયિકાના ભાવથી અન્તઃકરણ અનુલિપ્ત થઇ પડે છે, પ્રહસનમાં અન્તઃકરણ નિર્લિપ્ત રહીને તેના ઉપર ક્રીડા કરતો રહે છે. મહાશ્વેતાના ભાવથી અનુલિપ્ત થઇ પડીએ છીએ, ડેન કુઇકિસોટનના ભાવથી નિર્લિપ્ત રહીને તેના ઉપર અંતઃકરણની ક્રીડા જોઇએ છીએ. પણ આ અંતઃકરણની ક્રીડાના છેવટનું પરિણામ અનુલિપ્તતા અથવા સહાનુભૂતિ છે. ડાન કુઇ કસોટની બુદ્ધિ ભ્રમતા અને અસારતાથી આપણે ગમે એટલું હસીએ પણ તે હસવું થોડો વખત રહેનારૂં છે, હસવાની પછી સહાનુભૂતિની ઉત્પત્તિ થાય છે. સુશિક્ષત, સત્વંશજાત, મહાત્મા ડોન કુઇકસોટની ઉચ્ચ અને મહત્ અભિલાષને ઘેલાઇમાં આવેલી જોઇને આપણે તે ગાંડાઇમાં કેવળ

પ્રવાહ ધૈર્ય લોપકારી થઇ પડે છે એ વાસ્તે રસ વૈચિત્ર્યતાની પણ જરૂર છે. અમે સુખાંત ઉપાખ્યાનના ઉદાહરણાર્થે એક ઉપાખ્યાનનો તાત્પર્ય ટૂંકામાં આપીએ છીએ.

કવિ બાણભટ્ટ વિરચિત કાદંબરી ઉપાખ્યાન—આ ઉપાખ્યાનમાં બે નાયક અને બે નાયિકા છે. બે નાયક ચંદ્રાપીડ અને વૈશમ્પાયન છે; બે નાયિકા કાદંબરી તથા મહાશ્વેતા છે. ચંદ્રાપીડ પ્રિય વયસ્ય વૈશમ્પાયન અને સૈન્ય સામંતની સાથે દિગ્વિજય કરવા નીકળ્યો અને પશ્ચિમ ઉત્તર દેશ ફરીને કૈલાશ પર્વતની પાસે હેમજય નામના કિરાતોના સુવર્ણપુર નામના શહેર ઉપર હુમલા કરીને તેને હાથ કરીને થાકેલા સૈન્યોની સાથે થોડોક કાલ ત્યાં વિશ્રામ કરતો હતો. એક વખતે શીકારને માટે જંગલમાં પ્રવેશીને કિન્નર મિથુનના અનુસરણથી સૈન્યોને છોડીને એકલો દૂર વનમાં આવી પહોંચ્યો; આ ઠેકાણે સઅચ્છવા નામના સરોવરમાં શરીરની થકાવટ દૂર કરીને વિશ્રામ કરતો હતો, એટલામાં એકદમ તલાવની ઉત્તર કિનારા ઉપર વીણા તંત્ર—મિશ્રિત સંગીતધ્વનિ સાંભળ્યો, અને તેના અનુસરણમાં કંઇક જઇને પર્વતની નીચલા ભાગમાં એક મંદિરમાં શૂલપાણિની પ્રતિમૂર્ત્તિ જોઇ. આ ઠેકાણે પવિત્ર મૂર્ત્તિ પરમસુંદરી નવીનયોગિની મહાશ્વેતાની સાથે તેની પહેલી મુલાકાત થઇ, તેની અલૌકિક પ્રતીમાના નવીન ઉમ્મરમાં કઠોર તાપસવ્રતનું કારણ તેણે પૂછ્યું, તાપસી પોતાનો વૃત્તાન્ત યાદ કરીને તે રોવા લાગી. ચંદ્રાપીડ સમજ્યો કે મહાશ્વેતા કોઇ ઉંડા રોગથી ઉદાસિની થઈ છે. કવિએ મહાશ્વેતાની આ મનસિજ મૂર્ત્તિનો આવિર્ભાવ કરીને દુઃખની છાયા એકદમ તેને સ્નાત કરાવી નાખ્યું. ચંદ્રપીડ મહાશ્વેતાના મુખથી પુંડરીકની સાથે તેની મોલાકાત અને પ્રણયોદ્ભવ વૃત્તાન્ત સાંભળ્યો; તેના વિરહથી પુંડરીકનો પ્રાણ પરિત્યાગ થયો છે, પુંડરીકનું દેહ હરણ તથા ભવિષ્ય વાણીનો વૃત્તાન્ત સાંભળ્યો. કવિએ દેખાડયું કે, મહાશ્વેતા સ્વર્ગીય પ્રણયની પ્રતિ મૂર્તિ છે; તેના દૈવવિડંબનના દુઃખથી આપણે ઘણા દુઃખિત થયા; પણ દુઃખે આપણા ઉપર જય મેળ-

ધર્મ, વિશ્વાસ અને ભૂવૃત્તાન્ત પણ તેને જાણુવો પડે છે, કારણ એના જ ઉપર તેની કલ્પના સ્થાપિત થાય છે. માનવ સ્વભાવ પોત પોતાના ક્ષેત્ર ત્યાગીને સાધારણ ક્ષેત્રમાં શી રીતે કામ કરે છે, તે જ દેખાડવું એ તેની મુખ્ય મતલબ હોય છે; આ કારણથી તેને ઘણા ચરિત્ર સમવેત કરવા પડે છે, આ બધા ચરિત્રના પ્રત્યેકની પ્રકૃતિગત વિવિધ વૈચિત્રતા તે છતાં તે વૈચિત્રતાઓ એક જ ઉદ્દેશથી શી રીતે સંયત થાય અને તેનું તારતમ્યનું શું પરિણામ થાય તે કવિ દેખાડે છે. યુરોપમાં સર્વ પ્રધાન મહાકાવ્ય હોમર પ્રણીત ઇલિયડ છે; ભરતખંડનાં મહાકાવ્યમાં રામાયણ અને મહાભારત જ સર્વેથી પ્રધાન છે. પૃથ્વીમાં આ ત્રણ કાવ્ય જ કવિ કલ્પનાની અદ્‌ભુત સૃષ્ટિ છે. આ ત્રણ મહાકાવ્યના જ ઉપાખ્યાન સર્વ સાધારણના જાણવામાં છે; અમે તે ઉપાખ્યાનનો ફરી ઉલ્લેખ નહિ કરતાં કેવળ મહાકાવ્યના લક્ષણો એમાંથી દેખાડીએ છીએ. હોમર પ્રણીત ઇલિયડ મહાકાવ્યનો વિષય અતિ સામાન્ય છે; એકિલિસનો ક્રોધ એમાં અવલંબિત વિષય છે. જોસેલિયનો રાજા એકિલિસ ઘણા ગ્રીસના સંપ્રદાયમાં એક માણસ માત્ર હતો અને તેનો ગુસ્સો એક સામાન્ય વિષય છે; કવિએ એનું જ અવલંબન કરીને જાતિ સાધારણ લાખો માણસના ભાગ્ય એકત્ર સંબંધ કરીને પ્રથમ ઘટનાના પ્રમાણે મહાસમય ઘટનાની અવતારણા કરી મૂકી છે. નાનો સરખો વિષય લઇને મહત્તી દૃઢ સૃજન કરી છે, એકિલિસના ક્રોધની ઉત્પત્તિ અને તેનું ભયંકર ફળ જન સાધારણના ભોગ્ય ન થતાં કદી તે ક્રોધનો વિષય મહાકાવ્યનો વિષય થઇ શકત નહિ. અમે આ સર્વ નાશક ક્રોધોત્પત્તિના વિષયમાં કવિનું સૂક્ષ્મ અને સુન્દર કૌશળ ઉદ્‌ભાવનના બનાવ દેખાડવાની પહેલાં એનું પૂર્વ વૃત્તાન્ત ટૂંકામાં જણાવીએ છીએ; કારણ મહાકાવ્યની ઉત્પત્તિનું મૂળ કૌશળ ત્યાં રહેલું છે.

ટ્રયનગરનો રાજકુમાર પારિસ ગ્રીસાધિપતિએ ગામામનનો ભાઇ મેનેલેયસની સ્ત્રી હેલેનને હરણ કરીને ટ્રયનગરમાં આવ્યો; આ અપમાનથી જાતીય ઉચ્છ્વાસ થયો, બધા ગ્રીસાધિપતિયો એકત્ર થઇને સસજ્જિત વ-

હસીને જ મૂંગા બેસી શકતા નથી; આવી મહતી બુદ્ધિની ભ્રમણા જોયા પછી સહાનુભૂતિથી દુઃખ આવીને ખડું થાય છે. તે રસિકતાજ ઉત્કૃષ્ટ રસિકતા છે, સહાનુભૂતિ જ જેનું છેલું ફળ છે; એ સંબધમાં સુપ્રસિદ્ધ લખનાર કારલાઇલ એક ઠેકાણે લખે છે–True hume or springs not more from the head than from the heart; it is not contempt, its essence is love; it issues not in laughter, but in still smiles which lie far deeper." પ્રહસનની એ જ સાર પ્રકૃતિ છે; એના ઉદાહરણની જરૂર જોતા નથી. અમે આખ્યાન મૂલક ખંડ કાવ્યના સ્થૂલ કેટલાક વિષય એક રીતે વર્ણાવ્યા, હવે મહાકાવ્યના સ્થૂલ વિષય કંઇક લખીએ છીએ.

પહેલા કહી ગયા છીએ કે કોઇ નાયક નાયિકાના પોતાના ક્ષેત્રના બનાવો લઇને જે ઉપાખ્યાન રચવામાં આવે છે, તેનું નામ ખંડ કાવ્ય છે; અને સાધારણ ક્ષેત્રના માણસ સાધારણ કોઈ વિશેષ પ્રસંગ લઇને જે આખ્યાન રચવામાં આવે છે, તેનું નામ મહાકાવ્ય છે. મહાકાવ્યો જ કવિ કલ્પનાના સુમહત્ અને ગૈરવોજ્વળ કીર્ત્તિ છે, એનું મહત્ત્વ તથા ગૌરવ સાધનને માટે કવિ માણસ વિશેષમાંથી જન સાધારણનો પક્ષ પકડે છે; અને માણસ વિશેષની શક્તિથી જન સાધારણની શક્તિ તેના ઉપર માણસની શક્તિ અતિરિક્ત અમાનુષિક શક્તિનો આકાર દેવ પ્રકૃતિનું પણ આવિર્ભાવ કરીને મહદ્વ્યાપારનો આડંબર કરીને મૂકે છે; આકાંક્ષા સ્તબ્ધ થઇને બીજી કોઈ તરફ તેનો માર્ગ શોધતા મળતો નથી, કારણ કે મહાકાવ્યમાં જ કવિ કલ્પનાની મહતથી મહત્ અને અતીતથી અતીત વિષયની સૃષ્ટિ દેખાડે છે; આકાંક્ષાની અહિં જ પૂર્ણ પરિતૃપ્તિ થાય છે, એ વાસ્તે અમે મહાકાવ્યને કાવ્યોન્નતિનું છેલ્લું પગથિયું કહી શકીએ છીએ. એની રચનામાં માનવીમાં જ્ઞાન ભાંડારની પૂર્ણ પરિવ્યય તથા કલ્પનાની ઉચ્ચતમ ઉડવાની જરૂર હોય છે. કવિ મહાકાવ્ય રચનામાં કેવળ માનવ જ પ્રકૃતિનું જ્ઞાન લઇને જ કૃતેહમંદ થઇ શકતો નથી; દેશકાલ ભેદ સામાજિક રીતિ નીતિ, વિદ્યા,

ધન લઇને ગ્રીસની છાવણીમાં આવીને ધર્મના સોગન ખાઇને અને પૈસા આપવાનું કબૂલ કરીને ઘણીજ નમ્રતાથી વિનંતિથી પોતાની કન્યાની પ્રાર્થના કરી, બધા ગ્રીસના યોદ્ધાઓએ એક અવાજથી ક્રાઇસીસને છોડવાની સંમતિ આપી, પણ એગામામ્નાન્ તેમાં ગુસ્સે થઇને નિષ્ઠુરવાક્ય બોલીને પુરોહિતને છાવણીમાંથી કાઢી મૂક્યો. પુરોહિત બેદિત અંતઃકરણથી સાગરના કિનારે આવીને પોતાના ઇષ્ટદેવના ઉદ્દેશથી મનઃદુઃખની વાત જણાવીને સજળ નયનથી. પ્રાર્થના કરવા લાગ્યો. પુરોહિતના દુઃખથી આપોલો દેવની ગ્રીકોના ઉપર ક્રોધોત્પત્તિ થઇ અને તેના ક્રોધથી ગ્રીકોની છાવણીમાં રોગના થઇને સર્વનાશ થવા લાગ્યો. પશુપાલ અને માણસો મરીને સમર ક્ષેત્રને શબમાં અચ્છન્ન કરી મૂક્યું. ત્યારે એકિલિસે એક સભા બોલાવીને સભામાં ગ્રીસોના પુરોહિત કાલકસના ઉપર મહામારીનું કારણ બતાવવાને અરજ કરી. કાલ્કસે ક્રાઇસેઇસને નહિ છોડવાનું કારણ છે એવું બધા માણસોની સામે કહ્યું, અને બીજુ એ પણ કહ્યું કે, જ્યાં સુધી ક્રાઇસિસને કંઈ લીધા સિવાય છોડવામાં નહિ આવશે, ત્યાં સુધી મહામારિ કદી પણ બંધ થશે નહિ. આગામામનન આ બોલવું સાંભળ્યાથી બેદિત અને ક્રોધાયમાન થઇને બોલ્યો, હું ક્રાઇસેઇસને છોડવાને કબૂલ છું. જો ગ્રીકો મારી નુકસાની ભરી આપે, તો આજેકસાઇ ડિલિસિસ, વગેરે પોતપોતાના જય સૂચિત વસ્તુ પરિત્યાગ કરે અને ક્રાઇએઇસને બદલે તેને એકિલિસની બ્રાઇસેઇસને આપે. એકિલિસે તેમાં ક્રોધાન્ધ થઇને આગોમામનને કઠણાવેણ કહ્યાં; બેઉમાં મોટો ઝગડો થયો, આખરે આગામાનનને બળથી બ્રાઇસેઇસને એકિલિસની પાસેથી છીનવી લીધી. એકિલિસનું આજ ક્રોધનું કારણ છે; એકિલિસ ક્રોધાયમાન થઇને પોતાનું લશ્કર જુદું કરીને સાગરમાં નંગર કરીને રહેવા લાગ્યો, અને તેણે પોતાની મા થેટિસની પાસે પોતાનું દુઃખ જણાવીને તેના દ્વારાનું પિટરને ઉત્તેજિત કરીને ગ્રીકના વિરુદ્ધ કરી મૂક્યો. હેક્ટરના જુલમથી ગ્રીસમાં મોટી દુર્દશા થવા લાગી હતી. અમે દેખાડ્યું છે કે પોતાના ઇષ્ટના પ્રાબલ્યમાં શી રીતે સાધારણ કષ્ટ ખરાબ થાય છે. આ સા

ધારણ ઇષ્ટ ખરાબ થઇને તેનું ફળ ક્રમે ભીષણથી ભીષણ મૂર્ત્તિ પકડવા લાગી. દેવતાઓમાં પણ પક્ષપાતિત્વનું જ્ઞાન પ્રબળ થઇને તેઓ પણ પોતપોતાના પ્રિય પક્ષ અવલંબન કરીને ઘોર વિવાદમાં ઉન્મત્ત થયા. લઢાઇના તરંગથી સાગરનો કિનારો ઉછળવા લાગ્યો. જનસાધારણના ઇષ્ટ અનિષ્ટની સાથે તુલનામાં પોતાનું ઇષ્ટ અનિષ્ટ કેટલું હળકું છે તે પહેલા માણસના સમજવામાં આવતું નથી, માણસની ટૂંકી નજરથી પોતાનું ઇષ્ટ અનિષ્ટના ઉપર ખેંચાવ જ વધારે છે; પણ જ્યારે જન સાધારણનો ઇષ્ટ અનિષ્ટનું વ્યાપક ક્ષેત્ર તેઓની આંખપર એકવાર પડે છે. ત્યારે પોતાનું ઇષ્ટ અનિષ્ટને રાખ તરીકે જણાય છે. એટલુંજ નહિ પણ તે વેળાએ સર્વ સ્વાર્થનું કારણ પોતાનું જીવન આપવામાં પણ આગુ પાછું તે જોતો નથી. ગ્રીકોની દુર્દશામાં એકિલિસનું અન્તઃકરણ રોતું હતું, તેનો પ્રિયમિત્ર પેટ્રોક્લસે હેક્ટરના હાથમાં જીવન ગુમાવ્યું, તે તેણે જોયું, તે જ પોતાનું અનિષ્ટની પ્રતિહિંસાને માટે આ બધા મોટા અનિષ્ટ થાય છે, તેના ક્રોધ દુઃખની છાયામાં તે વેળાએ પ્રિયમાન મૂર્ત્તિ ધારણ કરી. એક બાજુએ એગામામનને પણ તેના પોતાના સ્વાર્થપરતાજનિત મોટા અનિષ્ટોત્પત્તિનું ફળ ઉપલબ્ધિ કરીને મૃદુ ભાવ ધારણ કર્યો હતો. આખરે સહેલાઇથી બેઉમાં પાછું સંમિલન થયું. એકિલિસનો ક્રોધ શાંત થયો. સાધારણ ઉદ્દેશથી વળી પ્રબળ થઇ પડયા. આ પ્રાબલ્યનું ફળ ટ્રાન્થન અદ્દષ્ટના જ્ઞાનદિપ્તમણિ હેક્ટરનો વધ છે. આ બનાવના પછી જ કાવ્યનો અંત આવ્યો. કવિની કેવળ એકિલિસના ક્રોધની ઉત્પત્તિ અને શાંતિ દેખાડવાની મતલબ છે, એટલા માટે તેણે યુદ્ધનું પરિણામ દેખાડવામાં કાવ્યને લાંબુ કર્યું નહિ, મહાકાવ્ય

વા સાધારણ ઉદ્દેશનું પ્રાબલ્ય દેખાડીને પરિસમાપ્ત થાય છે. ઇલિયડ મહાકાવ્ય માણસગત સૂત્ર અવલંબીને ઉત્થિત થયું અને એના જ અન્તમાં અંત આવ્યો ખરો. પણ એનો પ્રબળ સ્રોત સાધારણ ઉદ્દેશ છે. કવિએ વ્યક્તિગત ઇષ્ટોદ્દેશને પ્રબળ કરીને તેનાથી સાધારણ ઉદ્દેશ બે ભાગમાં વિભક્ત કરી નાખ્યાં છે. અને એક ભાગને અચલ નિશ્ચેષ્ટ સાગરમાં સ્થા-

પિત કરીને બીજા ભાગને લઇને કાર્ય દેખાડ્યું છે, અને અંતે વળી એક ભાગને એકત્રિત કરીને તેનું કાર્યફળ હેકટરનો વધ કરીને ગ્રંથ સમાપ્ત કર્યો છે. રામાયણ મહાભારત પણ આવી રીતે જન સાધારણના ઉચ્છ્વાસના સિદ્ધ છે. આ બે ગ્રંથ પણ ઇલિયડના જેવા વ્યક્તિગત સ્વાર્થ સૂત્રને અવલંબીને રચેલા થઇને આખરે સાધારણ ઉદ્દેશ સ્ત્રોતમાં આણ્યા છે. અમે પહેલા જેટલી જાતના કાવ્યની વાતો કરી છે તે બધી આ મહાકાવ્યમાં સામેલ છે. મહાકાવ્યમાં કોઇ જગાએ ગીત, કોઇ જગાએ નાટક, કોઇ જગાએ શ્રાવ્ય કાવ્ય વગેરેના ખંડ ઉપાખ્યાનો રહેલા છે. એ વાસ્તે એક માત્ર મહાકાવ્યને જ કાવ્ય રાજ્યનું પૂર્ણ આકાર કહી શકાય. બીજા કાવ્ય એના અંગ પ્રત્યંગમા હોય છે.

મહાકાવ્યના પ્રમાણે મહાનાટક ઘણા મળતા નથી, એ ઘણા વિરળ છે. એટલુંજ નહિ પણ કોઇ ભાષામાં વિસુદ્ધ મહાનાટક છે કે નહિ તે સંદેહ છે. ઘણું કરીને જે નાટકો જોવામાં આવે છે, તે ઘણું કરીને નાયક નાયિકાના વ્યક્તિગત ઉપાખ્યાન માત્ર છે. કેટલાક નાટક સાધારણ ઉદ્દેશ અવલંબીને રચાયલા થયા છે ખરા, પણ વ્યક્તિગત સ્વાર્થસ્ત્રોતની જોડે મળીને તેને આખરે પરિપુષ્ટ કરે છે. ખરા મહાનાટકની સૃષ્ટિ થવાથી આપણે કલ્પના રાજ્યમાં અપૂર્વ સૃષ્ટિ જોત. જન સાધારણના અંતઃકરણનો આવેગ જનસાધારણના અન્તઃકરણમાં ઘાતપ્રતિઘાત કરે છે; સાગરની સાથે સાગર દ્વન્દ્વ દેખાય છે, એવા રમણીય ગંભીર દેખાવ જોતા અમે કેવળ નાના નાના સ્ત્રોતનો દ્વન્દ્વ જ જોયો છે. સાગરનો દ્વન્દ્વ આજ સુધી જોવા પામ્યા નથી. ભવિષ્યમાં કદાચ એવો મહામતિ કવિ જન્મી શકે જેના પ્રસાદથી આપણે ઉપલી મૂર્ત્તિ પણ જોઈ શકીશું.

પહેલાં કહી ગયા છીએ કે કાવ્યનો સાર સૌન્દર્યનો સાર મુગ્ધતા છે, પરંતુ આવી રીતે મુગ્ધકારી સૌન્દર્ય સૃજનનો મુખ્ય ઉદ્દેશ શો છે? કબુલ કરીએ છીએ કે મુગ્ધતામાં પણ એક જાતનું સુખ છે, અદ્ભુત સૃષ્ટિ દર્શનમાં પણ એક જાતનો આનંદ છે, પણ આ સુખ તથા આનંદજ શું

કાવ્યનું છેલ્લુ લક્ષ છે? એના સિવાય શું કાવ્યનું બીજું કંઇ લક્ષણ છે? સુખ અને આનંદ ઉપભોગનું જે પરિમાણ ફળ છે તેજ કાવ્યનો પરમ લક્ષ છે. એવા ઘણી જાતના સુખ તથા આનંદ છે, જેના ઉપભોગથી અન્તઃકરણ સંકીર્ણ, અસાર અને અવનતની દશાને પ્રાપ્ત થાય છે, વળી એવા ઘણી જાતનાં સુખ તથા આનંદ છે જેનો ઉપભોગ કરવાથી અન્તઃકરણ પ્રસારિત સારવાન અને ઉન્નત દશાને પ્રાપ્ત થાય છે. કાવ્ય આ છેલ્લી જાતના સુખ તથા આનંદનું સૌન્દર્ય જ સૃજન કરે છે. અમે દેખાડીએ છીએ શી રીતે આવું સૌન્દર્ય સૃજન દ્વારાથી કાવ્ય અન્તઃકરણને પ્રસારિત સારવાન્ તથા ઉન્નત કરે છે.

બાળ્યાવસ્થામાં અને જંગલીસ્થિતિમાં મનુષ્યની હૃદયવૃત્તિ અને બુદ્ધિવૃત્તિઓ સંકીર્ણ તથા અપરિસ્ફુટ હોય છે, ક્રમે શિક્ષણથી એ પરિસ્ફુટ અને પ્રસારિત થાય છે. આ શિક્ષણ કેવળ ગુરૂ ઉપદેશ જ નથી, દર્શન તથા આલોચના જ છે, દર્શન અને આલોચનાજ ખરૂ શિક્ષણ છે, ગુરૂ ઉપદેશ કેવળ એવોના માર્ગનો સહાય માત્ર છે. દર્શન અને આલોચનાના માર્ગે પોતે જઇને સત્ય એકત્ર નહિ કર્યાથી તે સત્યનું કંઇ મૂલ્ય નથી, માનવ અન્તરની ઉન્નતિ કરવા વિશે એ કંઈ જ નથી, એક પંડિત જો કોઇ બાળક અથવા એક અજ્ઞાન માણસને કહે કે સૂર્ય પૃથ્વીને ઘેરીને ફરતો નથી પૃથ્વીજ સૂર્યને ઘેરીને ફરે છે. બાળક અથવા અજ્ઞાન પંડિતની આ વાતપર વિશ્વાસ રાખ્યા છતાં પણ તેની બુદ્ધિવૃતિની ઉન્નતિના સંબંધમાં પૂર્વજ્ઞાન તથા હાલનું જ્ઞાન બેઉ સરખું છે. જ્યારે બાળક અથવા અજ્ઞ માણસ પોતે જ્યોતિષ દર્શનનું અનુસરણ કરીને પોતાની બુદ્ધિ દ્વારા તે સત્યને પ્રત્યક્ષ કરશે, ત્યારેજ તેની બુદ્ધિવૃત્તિની ખરી ઉન્નતિ થશે, નહિતો આલોચનાની ખોટથી અન્તઃકરણની ઉન્નતિના વિશે સત્ય મિથ્યા બેઉ એક સરખા છે. આલોચનાથી જ અંતઃકરણ પ્રસારિત સારવાન અને મહત્ કાર્ય સાધનોપયોગી ઉન્નત દશાને પ્રાપ્તત થાય છે.

સર વિલિયમ હેમિલ્ટને આ વિશે સારી રીતે સમજાવ્યું છે. દર્શનથી

દુર્દૈવમાં ભયભીત નથી; તે ભ્રુભંગથી એને જય કરીને સ્વામીની સાથે અપાર દુઃખ સાગરમાં પ્રફુલ્લચિત્તે કુદી પડી. સ્વામીની સાથે વનગમન થતી જોઇને આપણું મન જયોલ્લાસથી તેના તરફ ખેંચાતું જોઇએ. આવી રીતે સીતાને સૌન્દર્યમયી કરીને તેના અદ્‌ભુત સૌન્દર્ય માધુર્ય ગુણથી અમને ખેંચ્યા, હવે તેને દુઃખમાં નાખવી બાકી રહી રાવણની તરફથી સીતા હરણ થઇ, અને અશોક વનમાં વિષમ મંત્રણામાં હાહાકાર શબ્દથી ક્યિા મૂઢ માણસના હૃદય ઉચ્છસિત ન થાય? જે મૂઢ માણસ સંસારના સામાન્ય વિરહિણીઓના આર્તનાદ કદી કાનપર ધરતા નથી, તે પણ સીતાના દુઃખથી દુઃખિત થવા સિવાય રહી શકશે નહિ, કારણ કે સીતા સામાન્ય નથી, કવિના કૌશળજાત અદ્‌ભુત સૃષ્ટિ છે, અદ્‌ભુતતત્વના ઉપર કોનું મન ખેંચાય નહિ? આવી રીતે અદ્‌ભુત મૂર્તિયોના ઉપર આપણી સહાનુભૂતિ જન્મતાં જન્મતાં આપણે ક્રમે સામાન્ય પ્રકૃતિયોના ઉપર પણ સમદુઃખથી દુઃખી થતા શીખીએ છીએ. આવી રીતે સમવેદનાનું જે પરિમાણ પરિવર્દ્ધન થાય છે, તે પરિમાણે સ્વાર્થ માનવ હૃદયને છોડીને નાસે છે, કારણ કે બીજાના દુઃખમાં દુઃખી થવાની વેળાએ આપણે આત્મત્વ ભૂલી જઇએ છીએ, એટલુંજ નહિ પણ પ્રાણ આપવાને તૈયાર થઇએ છીએ. સ્વાર્થ જે પરિમાણ સંસાર છોડીને નાસે છે, અને સમવેદનાનું જે પરિમાણ પરિવર્દ્ધન થાય છે, સંસાર પણ તે પરિમાણે સ્વર્ગ–સ્વરૂપ થઇ પડે છે. કોમટનો મનસિ જ ( Ideal ) એ છે કે, સ્વાર્થ એક વખતે ભૂલીને જે દહાડે મનુષ્ય મનુષ્યને માટે થશે, એ દહાડે જ માનવ સમાજની ચરમ ઉન્નતિ થશે. આવા નમુનાદાર અવસ્થામાં લઇ જવાનો કાવ્ય જ કેવળ એકમાત્ર ઉપાય છે; એટલા માટે કાવ્યના જેવો ઉત્કૃષ્ટ શિક્ષણ આપવાનો ઉપાય સંસારમાં બીજો કંઇ નથી.

સીતાને દુઃખના પછી દુઃખમાં નાખવા લાગ્યો, અમારૂં અન્તઃકરણ પણ સીતામાં ખેંચાઇને તેના દુઃખમાં નીત થતાં થતાં પ્રસારિત થવું ચાલ્યું. સીતા પ્રત્યેક સ્થળમાં સ્થાયી થઇને દૃઢતા અથવા સારત્વ અર્જન કરવા

રમાં બળ અર્જન કરે છે અને ધીરે ધીરે સારવાન્ થઇ રહે છે, ત્યારે સામાન્ય વિષય એની પાસે તુચ્છ થઇ જાય છે, એ સ્વયં જ મહત્ કાર્ય દેખાડવા માટે ઉન્નત થઇ પડે છે. આવી રીતે કાર્ય કેવળ એકમાત્ર સૌન્દર્ય સૃષ્ટિથી માનવ અન્તરને પ્રસારિત સારવાન્ તથા ઉન્નત કરીને એનું અંતે ઉત્કર્ષ સાધન કરે છે. અમે એક ઉદાહરણથી એને કંઇક સ્પષ્ટ કરી દેખાડીએ છીએ.

વાલ્મીકિએ સીતાને દુ:ખની અવસ્થામાં નાખવાની પહેલાં તેને કેવી રીતે મનોહર મૂર્તિથી સજાવીને આપણી સામે ધરી છે; આપણે સીતાના સૌન્દર્ય માધુર્યમાં ખેંચાયા સિવાય રહી શક્યા નહિ. સીતાની ઉત્પત્તિના મૂળમાં જ તે સૌન્દર્ય છે; તે સામાન્ય પાતળ માનવીના ગર્ભથી થઇ નહોતી, તે ઇન્દ્રજાળ સમુદ્ર ભૂતા છે. આ ઠેકાણે આપણે મન તેની તરફ ખેંચાય છે. આ ઇન્દ્રજાળ સમુદ્ર ભૂતા સીતા પછી ખરાબ અવસ્થામાં પાલિત થઇ નહિ. તે રાજર્ષિ જનક રાજાના પ્રિય પાલકની દુહિતા થઇ; તેના પરિયણ વ્યાપારમાં વળી ધનુષ્ય ભાંગવાનું પણ થયું, અમે આ વ્યાપારમાં દેવ દાનવ, ગંધર્વ, માનવ વગેરે મહાસભા તથા સભારંભ જોયો; આ બધી કૌતુકજનક ઘટનાનું કારણ સ્વરૂપ સીતાના ઉપર આપણી આસ્થા ધીરે ધીરે ગઢતર થવા લાગી, તેણે આખરે સાધારણ માણસના હાથમાં સોંપી નહિ, ઉત્તર કૌશલાધિપ મહારાજ દશરથના પુત્ર તાડકા હન્તા સુકુમાર, પ્રિય દર્શન, નવજળધર શોભન મૂર્ત્તિ, રામચંદ્રના હાથમાં અર્પણ થઈ, આવા યુગલ મિલનમાં આપણા અન્ત:કરણની આકાંક્ષાની ઇચ્છા પૂર્ણ થઈ. પણ સીતાની તરફ આપણું અન્ત:કરણ ખેંચાવવાનું તથા અનુલિપ્ત થવાનો સમય હજી આવ્યો નથી, એ રામનો વનગમનનો સમય છે. એ વેળાએ સીતાના અન્તર્વીરત્વની ઓળખાણ છે; પેલી બાજુએ ચઉદ વર્ષ ભીષણ અરણ્યમાં ફરવાનુંજ અપાર દુ:ખ; બીજી બાજુએ ઉક્ત પરિમાણ કાલ સ્વામી સુખની વંચનતા સીતા દુ:ખને પરાજય કરીને સ્વામી સુખને રક્ષા કરી શકે છે કે નહિ આ સંકટ પરીક્ષાની વખતે કવિએ તેને પ્રતિષ્ઠિત કરી. સીતાએ દેખાડ્યું કે, તે બહારના

દુર્દૈવમાં ભયભીત નથી; તે ભ્રુભંગથી એને જય કરીને સ્વામીની સાથે અપાર દુઃખ સાગરમાં પ્રફુલ્લચિત્તે કુદી પડી. સ્વામીની સાથે વનગમન થતી જોઇને આપણું મન જયોલ્લાસથી તેના તરફ ખેંચાવું જોઇએ. આવી રીતે સીતાને સૌન્દર્યમયી કરીને તેના અદ્‌ભુત સૌન્દર્ય માધુર્ય ગુણથી અમને ખેંચ્યા, હવે તેને દુઃખમાં નાખવી બાકી રહી રાવણની તરફથી સીતા હરણ થઈ, અને અશોક વનમાં વિષમ મંત્રણામાં હાહાકાર શબ્દથી કિયા મૂઢ માણસના હૃદય ઉચ્છસિત ન થાય ? જે મૂઢ માણસ સંસારના સામાન્ય વિરહિણીઓના આર્તનાદ કદી કાનપર ધરતા નથી, તે પણ સીતાના દુઃખથી દુઃખિત થવા સિવાય રહી શકશે નહિ, કારણ કે સીતા સામાન્ય નથી, કવિના કૌશળજાત • અદ્‌ભુત સૃષ્ટિ છે, અદ્‌ભુતત્વના ઉપર કોનું મન ખેંચાય નહિ ? આવી રીતે અદ્‌ભુત મૂર્તિયોના ઉપર આપણી સહાનુભૂતિ જન્મતાં જન્મતાં આપણે ક્રમે સામાન્ય પ્રકૃતિયોના ઉપર પણ સમદુઃખથી દુઃખી થતા શીખીએ છીએ. આવી રીતે સમવેદનાનું જે પરિમાણ પરિવર્દ્ધન થાય છે, તે પરિમાણે સ્વાર્થ માનવ હૃદયને છોડીને નાસે છે, કારણ કે બીજાના દુઃખમાં દુઃખી થવાની વેળાએ આપણે આત્મત્વ ભૂલી જઇએ છીએ, એટલુંજ નહિ પણ પ્રાણ આપવાને તૈયાર થઇએ છીએ. સ્વાર્થ જે પરિમાણ સંસાર છોડીને નાસે છે, અને સમવેદનાનું જે પરિમાણ પરિવર્દ્ધન થાય છે, સંસાર પણ તે પરિમાણે સ્વર્ગ–સ્વરૂપ થઇ પડે છે. કોમટનો મનસિજ ( Ideal ) એ છે કે, સ્વાર્થ એક વખતે ભૂલીને જે દહાડે મનુષ્ય મનુષ્યને માટે થશે, એ દહાડે જ માનવ સમાજની ચરમ ઉન્નતિ થશે. આવા નમુનાદાર અવસ્થામાં લઇ જવાનો કાવ્ય જ કેવળ એકમાત્ર ઉપાય છે; એટલા માટે કાવ્યના જેવો ઉત્કૃષ્ટ શિક્ષણ આપવાનો ઉપાય સંસારમાં બીજો કંઇ નથી.

સીતાને દુઃખના પછી દુઃખમાં નાખવા લાગ્યો, અમારૂં અન્તઃકરણ પણ સીતામાં ખેંચાઇને તેના દુઃખમાં નીત થતાં થતાં પ્રસારિત થતું ચાલ્યું. સીતા પ્રત્યેક સ્થળમાં સ્થાયી થઇને દૃઢતા અથવા સારત્વ અર્જન કરવા

લાગી, અને સીતાના સદૃશ કાર્ય કરવા માટે ભવિષ્યતને માટે ઉન્નત થઈ રહી. કાવ્ય આવી રીતે અંતઃકરણને પ્રસારિત, સારવાન્ અને ઉન્નત કરે છે.

કાવ્યનું બીજું ફળ એમાં આપણો તત્વાનુસંધિત્સ કરે છે. સૌન્દર્યથી જ કૌતુહલની ઉત્પત્તિ થાય છે; કોઇ સુંદર વસ્તુમાં મન પહેલાં ખેંચાયા પછી એ તે સુંદર વસ્તુના બનાવના કારણ જાણવામાં ઇચ્છુક થાય છે; જળસ્રોતમાં એક નાનું તૃણ વહેતું જાય છે, તેનું કારણ જાણવાના કરતાં લોક ઇન્દ્રધનનું કારણ જાણવામાં વધારે કૌતુહલ થાય છે; એ વાસ્તે સામાન્ય સામાન્ય ઘટનાવલિની અંદરના મહદુપકારી સત્ય શોધવાથી એટલો લાંબો કાળ લાગે છે. દોરડાથી ઝુલતું ઝુમર વાયુ વગેરેની હરકત ન પામે તો સર્વદા એક જ ભાવથી ઝુલે છે, આ સત્ય શોધવા માટે ગાલિલિઓના જેવા મહાન આવિષ્કૃતચેતાની જન્મ પર્યન્તની વાટ જોવી પડી હતી, ઝાડના ફળ પડવાના બનાવથી માધ્યાકર્ષણ શક્તિની શોધને માટે ન્યુટનના જન્મ પર્યન્ત રાહ જોવી પડી હતી. ખરૂં છે કે અતિ સામાન્ય બનાવ પણ નવા બનાવની વેળાએ આપણે કારણ અનુસંધાનનું કૌતુહલ કંઇક ઉત્તેજિત કરે છે પણ તે કૌતુહલ એટલું વધારે ઉત્તેજિત થતું નથી કે, માણસ એકદમ આળસ્યનો ભાર કાંપીને તેનું કારણ જાણવાના પરિશ્રમનું કષ્ટ સહન કરવાનો ઇચ્છુક થઈ શકે. બીજું અમે જેમ પહેલા કહી ગયા છીએ કે, સંસારના બનાવો, બુદ્ધિની અપરિપક્વતા અવસ્થામાં આવતાં આવતાં એઓની કૌતૂહલ ઉદ્દીપન ક્ષમતા ધીરે ધીરે ઓછી અને જડવત્ થઈ જાય છે. કવિ આ બધા બનાવના ઉપર કલ્પનાનું સૌન્દર્ય મેળવીને એને અદ્‌ભુત તથા નવું કરીને આપણી આંખની સામે એને પુનર્જીવન આપે છે, આપણા જડવત્ અસાર અન્તઃકરણમાં પણ એનાથી ફરી કૌતુહલશિખા બળી ઉઠે છે, અને આપણી બુદ્ધિ તત્વાનુસંધિત્સ થઇને ધીરે ધીરે સૂક્ષ્મ અને સૂક્ષ્મક્ષેત્રમાં ધાવિત થાય છે. વાયુના હિલ્લાલથી ઝાડનાં પાતરાં કંપે છે, સ્રોતમાં ફળો તણાઇ જાય છે, આકાશમાં ચાતક ઉડે છે, ઇત્યાદિ નાના નાના બનાવોના ઉપર આપણું મન કવિ

ગાઢ આકૃષ્ટ કરી મૂકે છે, અને એનાથી જ આપણે ધીરે ધીરે સામાન્ય વિશેમાં પણ ભાવુક થઇએ છીએ, તેટલું એની કલ્પના શક્તિ પરિવર્દ્ધિત થાય છે, અને જેટલી કલ્પનાનુ પરિવર્દ્ધન થાય છે, તેટલી માણુસની સૂક્ષ્મ ક્ષમતા ઉત્પન્ન થાય છે, અને સૃષ્ટિથી સાંસારિક સુખ સૌકર્યના વિવિધ ઉપાય સાધિત થાય છે.

કાવ્યનું ત્રીજું ફળ આનંદ આપવું છે. મનુષ્યનું મન સ્વભાવતઃ ક્રીડાસક્ત છે; આ સંસારના કાર્ય ક્ષેત્રમાં મનુષ્યનું મન કેવળ પ્રયોજનની શાંકળમાં બંધાયલું છે; પણ જગા મેળવ્યાથી જ એ અતીત કોઇ રાજ્ય-માં ઉડવાને માટે વ્યાકુળ થાય છે. પણ તે અતીત રાજ્ય શું છે? અમે પહેલાં કહી ગયા છીએ કે એ સૌન્દર્ય રાજ્ય છે, સૌન્દર્ય સ્થળમાં જ મન મુક્ત તથા સ્વતંત્ર છે, અને સૌન્દર્ય સ્થળમાં જ મનના આનંદની રમત છે. અમે જોયુંછે કે, કઠોર પરિશ્રમી માણુસ પણ પરિશ્રમ કરવાની વખતે સંગીત ગાય છે; તેઓનું શરીર સંસારના પ્રયોજનમાં આબદ્ધ થઇને પણ મન સૌન્દર્ય ક્ષેત્રમાં નાસીને આનંદની રમતમાં તરે છે. કાવ્ય તે સૌન્દર્યની હદ ઉપજાવીને આનંદની હદ આપે છે.

આપણે જોયું કે, આ એક માત્ર કાવ્ય દ્વારા મનુષ્યની હૃદ્-વૃતિયોનો ચરમોત્કર્ષ છે, બુદ્ધિ વૃત્તિયોનો ચરમોત્કર્ષ છે; અને આનંદની રમતનું ઉત્કૃષ્ટતર રાજ્ય સૃજન થાય છે. સભ્યતા અનુસારે મનુષ્યની બુદ્ધિવૃત્તિયો જેટલી પરમાર્જિત થાય છે તેટલો મનુષ્ય રસાસ્વાદક થાય છે, અને ઉત્કૃષ્ટતર કાવ્યો સૃજનની શક્તિ મેળવે છે. મેકાલે તથા બીજા કેટલાકો એના વિપરીત મતાવલંબી છે; તેઓ કહે છે કે, સત્યતાની વૃદ્ધિના પ્રમાણે મનુષ્ય-ની કાવ્ય રચનાની અને કાવ્ય રસાસ્વાદનની શક્તિ ધીરે ધીરે ઓછી થશે. અમે એઓનો તાત્પર્ય કંઈ પણ સમજી શકતા નથી, કારણ કે બુદ્ધિવૃત્તિ જેટલી પરિમાર્જિત થાય છે, તેટલી અનુભૂતિની વૃદ્ધિ થાય છે. કોઈ વસ્તુના વિષય બુદ્ધિ આપણને જેટલું સમજાવે છે, તેટલો અનુભૂતિ પણ તેનો રસાસ્વાદન કરાવે છે; રસ્તામાં પડેલા એક પથ્થરને એક અજ્ઞાન માણુસ

ઠોકર મારીને દૂર ફેંકીને ચાલ્યો જશે, પણ એક પંક્તિ તે પથ્થરને લઇને તેની વિવિધ વિષયની કૌશળની આલોચના કરતો કરતો ઘણા આનંદમાં મગ્ન થશે. અમે જોઇએ છીએ કે, સુધારો વધવાની સાથે મનુષ્યની અનુભૂતિ શક્તિ વધારે થાય છે, અને તેની જોડે રસાસ્વાદનની શક્તિ વૃદ્ધિ પામીને સુંદર વિષયના ઉડાણમાં અમને લઇ જઇને મુગ્ધ કરે છે. શેક્સપિયરના નાયકોએ એક દહાડો લોકના મનમાં જેવો આનંદ આપ્યો હતો, તે હમણાંના આનંદની સાથે ઘણો ફેર છે; બુદ્ધિવૃતિની વૃદ્ધિના કારણથી અનુભૂતિ શક્તિની વૃદ્ધિ જ એનું મોટું કારણ છે. આપણા દેશમાં હાલમાં નાટકશાળાના જોનારાઓ સાધારણ રીતે આજકાલ જેવા નાટકાભિનયનના બહારના વ્યાપારમાં જ આનંદ મેળવે છે, અર્થાત્ જે નાટકમાં મારા મારી કાપા કાપી હોકારા, પ્રજ્વલિત ચિતામાં પડવું ઇત્યાદિ ભાગ વધારે હોય છે, તેઓ તે નાટકમાં જ વધારે આનંદ મેળવે છે, નાટકીય પાત્રોના અંદરના કાર્ય કલ્પના સૂક્ષ્મ દર્શનનો જે આનંદ છે, તે અનુભવના અધિકારી થઇ શકતા નથી. ઇંગ્લંડમાં પણ એક વખતે આવી જ સ્થિતિ હતી, લોકો હમલેટ નાટકના અભિનયના કરતાં વધારે બહારના આડંબરવાળા નાટકને વધારે આનંદકારક સમજતા હતા, અને એવા નાટકનો તે વેળાએ આદર પણ વધારે હતો.

કાવ્યના રસાસ્વાદનની વાત આ છે—કાવ્યની રચનાની વાતમાં પણ અમે કહી શકીએ છીએ કે, બુદ્ધિવૃત્તિની વૃદ્ધિમાં જેમ અનુભૂતિની વૃદ્ધિ થાય છે, અનુભૂતિની વૃદ્ધિમાં પણ તેમ કલ્પનાની વૃદ્ધિ થાય છે અને કલ્પનાની વૃદ્ધિ થયાથી જ કાવ્યની ઉત્કર્ષ સૃષ્ટિ થાય છે; એની ઓળખાણ હાલની શદીનો ગેટ છે. આ ગેટેથી હાલનું યુરોપનું સાહિત્યરાજ્ય પાછું નવું જીવન મેળવ્યું છે. મેકોલે કહે છે કે, બાળકના જેવા અલ્પ પ્રકૃતિવાળા નહિ થયાથી કવિ થવાતું નથી અથવા કાવ્યનો રસાસ્વાદન કરી શકાતો નથી, અમે એનો તાત્પર્ય સમજી શકતા નથી; ઉલટું અમે જોઇએ છીએ કે પંડિના કરતાં પણ પંડિત નહિ થવાથી કવિ થવું મુશ્કેલ છે અને કાવ્યનો રચના કરતાં પણ પંડિત નહિ થવાથી કવિ થવું મુશ્કેલ છે અને કાવ્યનો ર-

સ્વાદન કરવો પણ દુર્લભ છે. મેકોલેનો મત ખંડનને માટે તેના તર્કો અહિ ઉતારીને તેનો વિચાર કરવો એ આ ઠેકાણે ઉપયોગી નથી, તેથી અમે તેની વધારે આલોચનાથી વિરત રહીએ છીએ. અમે આ સંબંધમાં બકલસે જે કહ્યુંછે તેનું અનુમોદન કરીએ છીએ બકલસે કહ્યું છે કે, "માનવ અંતર–પરિજ્ઞાન તથા તેની સૂક્ષ્મતા દર્શનમાં કવિઓ જ શ્રેષ્ઠ છે." મેકોલે જો કેટલાક ઉત્કૃષ્ટ કવિને માનવ સમાજના અડધી સુધરેલી અવસ્થામાં જન્મેલા જોઇને સિદ્ધાંત કર્યો હોય, તો તે ભૂલ છે; કારણ કવિયો કોઇ પણ કાળમાં જન્મ લ્યો, તેઓ એક કાલે સભ્યના સુલભ બુદ્ધિ અનુભૂતિ અને કલ્પનાનું ઉત્કર્ષ લઇને જન્મ લે છે; આવા લોક સંસારમાં અતિ વિરલ છે. સુધારાની વૃદ્ધિ પ્રમાણે કાવ્યનો રસાસ્વાદન તથા કાવ્ય સૃજનથી ક્ષમતા ધીરે ધીરે વધશે એ નક્કી છે. અને અમે વળી કહી શકીએ છીએ કે કાલે કરીને સભ્યતાની છેલ્લી અવસ્થામાં માણસની દાર્શનિક તથા વૈજ્ઞાનિક આનંદનો છેડો આવશે, કારણ કે સૃષ્ટ વસ્તુ અનંત હોવા છતાં પણ મનુષ્યની ક્ષમતાની હદ છે, અને તે હદ પર્યન્ત વસ્તુ દર્શન તથા તત્વ જાણવું એ પૂરૂં થયાથી પછી તેને આનંદ રહેશે નહિ, ત્યારે કલ્પનાનું સૌન્દર્ય જોવું એજ માણસને આખરે આશ્રય થશે. હમણાં જે કાવ્યથી હૃદય વૃત્તિયો પ્રસારણ બુદ્ધિવૃત્તિની સૂક્ષ્મતા સંપાદન સંસાધિત થાય છે અને જેના દ્વારા મન આનંદની રમતનું ઉત્કૃષ્ટ રાજ્ય મેળવે છે, તેનાં કરતાં ઉત્તમ વસ્તુ બીજી શું છે; મનુષ્યના મનુષ્યત્વને માટે બીજી કંઇ વસ્તુની ખોટ છે, તે કાવ્ય શું આપી શકતી નથી ?

ગમે તેમ હો કાવ્યમાં જે બધા વિષય સંસાધિત થયા છતાં પણ અમે આવા ગુણને માટેજ કાવ્યને ચહાવા કહેતા નથી, કાવ્યને કાવ્ય તે માટે ચાહવું જ જોઇએ અમે આ વિશે પ્રસિદ્ધ લેખક કારલાઇનો અભિપ્રાય ઉતારીને આ વિશે પૂરો કરીએ છીએ.—

"On all hands, there is no truce given to the hypothesis, that the ultimate object of the poet is to

please sensation even of the finest and most rapturous sort, is not the end, but the means. art is to be loved, not because of its effects, but because itself; not because it is useful for spiritual pleasure, or even for moral culture, but because it is art and the highest in man, and the soul of all Beauty. To inquire after its utility, would be like enquiring after the utility of a God, or what to the Germans would sound stranger than it does to us, the utiliy of virtue and religion."

---

## કાવ્યનાં લક્ષણ.

---

काव्यं यशसेऽर्थ कृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परमि बृत्तये कान्तारास्मित तयोपदेश युजे ॥

કાવ્ય પ્રકાશ.

યશ, અર્થ, વ્યવહાર જ્ઞાન, અમંગળ વિનાશ, સદ્ય પરમ નિવૃત્તિ અને કાન્તા સકલના યોગ્ય ઉપદેશ પ્રયોગને માટે જ કાવ્ય છે.

चतु वर्ग फलः प्राप्तिः सुखादल्पधि यामपि ।
काव्यादेव य तस्तेन तत् स्वरुपं निरुप्य ते ॥

કાવ્યથી થોડી બુદ્ધિનાં માણસો પણ અનાયાસે ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચતુવર્ગ ફળ મેળવે છે, એટલા માટે કાવ્યનું સ્વરૂપ નિરૂપિત થાય છે.

**काव्यं रससत्मकं वाक्यं दोषास्तस्यापकर्षकाः ।**
**उत्कर्षे हेतवः प्रोक्ता गुणालंकार रीतयः ॥**

साहित्यदर्पणु

રસાત્મક વાક્ય જ કાવ્ય છે, દોષ તેનો અપકર્ષક છે, ગુણ અલંકાર તથા રીતિ એઓ એના ઉત્કર્ષ સાધક છે.

**आनंद विशेष जनक वाक्यं काव्यं ।**

રસગંગાધર

જે વાક્યથી માનસમાં આનંદની વિશેષની ઉત્પત્તિ થાય છે, તેને કાવ્ય કહે છે.

**कविवाङ्ताक निर्मितिः काव्यम् ।**
**साचि मनोहर चमत्कार कारिणी रचना ॥**

કૌસ્તુભ

મનોહર અને ચમત્કારકારિણી રચનાવાળા કવિ વાક્યથી જે વિરચિત થાય છે, તેને કવિ કહે છે.

કાવ્ય કોને કહેછે, કાવ્ય રચવાનો ઉદ્દેશ શો છે એનો નિર્ણય કરવો જોઇએ. સંસ્કૃત આલંકારિકો કાવ્યનાં લક્ષણ લઇને ઘણાક વાદ વિવાદ કર્યા છે, આ ઠેકાણે તેનો વિચાર કરવો નિષ્પ્રયોજન છે, તે છતાં કાવ્યની પ્રકૃતિ લક્ષણ બતાવવા માટે અમે અહિં એક બે અપૂર્વ લક્ષણના વિષે કાંઇક લખીએ છીએ.

કેટલાક કહે છે કે જે રચના દોષ વિનાની, ગુણયુક્ત અને યથા સંભવ અલંકારથી વિભૂષિત છે તેને કાવ્ય કહેવાય, આ લક્ષણથી ઘણાક કાવ્યને અમે કાવ્ય તરીકે કબૂલ કરી શકતા નથી. કારણ કે રચના સર્વદા દોષ વિનાની અથવા અલંકારથી ભૂષિત હોય એવી આશા રાખી શકાતી નથી, તે છતાં જો આમ કહેવામાં આવે કે થોડો દોષ રહેવાથી અથવા કોઇ કોઇ ઠેકાણે ગુણનો જરા વ્યાઘાત ઉત્પન્ન થયાથી તેનું કાવ્યત્વ નાશ પા-

મતું નથી તો આ લક્ષણુ રહેતું નથી. કાવ્ય ઉત્કૃષ્ટ થાય, બધાના હૃદયગ્રાહી થાય એ વાસ્તે કાવ્યમાં સાધારણનો ઉદ્વેગકર દોષ નિશ્ચય ત્યાગવો જોઇએ. શોકનું વર્ણન કરવાની વખતે વીર રસોચિત પદવાળા વાક્યની રચના કર્યાથી તે કોઇની પાસે પણ કાવ્ય તરીકે આદર પામી શકતું નથી. આમ થયાથી આપણે ઉપર લખેલા લક્ષણુને પ્રશસ્ત લક્ષણ તરીકે ગ્રહણ કરી શકતા નથી. આટલું જ માત્ર કહી શકીએ છીએ કે, આ કાવ્યોને ઉત્કૃષ્ટ અથવા અપકૃષ્ટ પંક્તિમાં સામેલ કરવાનો ઉપાય બતાવવો માત્ર છે.

કેટલાકો અલૌકિક આનંદવાળા વાક્યને કાવ્ય તરીકે બતાવે છે, અને એને હાલમાં બધા વિરુદ્ધ લક્ષણુ તરીકે કબુલ કરે છે પણ જોવું જોઇએ કે આ અલૌકિક આનંદ શા કારણથી આપણા મનમાં ઉત્પન્ન થાય છે. કવિ રચના કૌશળ દેખાડીને ભાવહીન રચના દ્વારા પણ કોઇ કોઇ આપણુને ક્ષણુ કાલને માટે અનુરંજિત કરી શકે છે, પણુ તે કહીને અમે તે રચનાને ખરૂં કાવ્ય તરીકે બતાવી શકતા નથી. રચના જો હૃદયના ગંભીર ભાવને ઉદ્દીપિત ન કરે, તો શું વર્ણનની સુંદર ગોઠવણીથી તથા પદની ગોઠવણીની કૌશળ કરી આપણુને વિમુગ્ધ કરીને રાખી શકતી નથી. પદ્મબંધ ખડ્ગબદ્ધ વગેરે રચના કૌશળથી એક બાળક આશ્ચર્ય પામે છે, પણુ જેઓના હૃદયમાં ખરે ખરો સ્વાદ લેવાની શક્તિ રહેલી છે, તેઓ તેનાથી વિમોહિત થતા નથી.

અલૌકિક આનન્દ આપવો એ કાવ્યનો ઉદ્દેશ છે તેમાં સંદેહ નથી: પણુ એ આનંદ શી રીતે એક જણુના હૃદયમાં આવી શકે. એ નિશ્ચય છે કે કવિ જે ભાવથી વિમુગ્ધ થઇને રચનામાં તે પ્રકાશ કરવામાં ઉદ્યોગી થયો છે તે વાંચનાર અથવા સાંભળનારના હૃદયમાં ઉદ્દીપ્ત નહિ કરી શકાથી તે કદી કાવ્ય રચનામાં ફતેહમંદ થઇ શકશે નહિ. વ્યર્થ કૌશલવિસ્તાર કરવો એ કાવ્યનો ઉદ્દેશ નથી. કવિની રચનામાં આવો નીચ લક્ષ કદી આવી શકતો નથી. અમે એ વાસ્તે સાહિત્ય દર્પણમાં કાવ્યના જે લક્ષણુ લખ્યા છે તે મતમાં એક મત થઇને કાવ્યના લક્ષણુ આવી રીતે બતાવી શકીએ છીએ કે, અનુરૂપ ભાવોદ્દીપક ચમત્કારી નિબંધ-

ને કાવ્ય કહેવામાં આવે છે, આ લક્ષણ દ્વારા પહેલાના લક્ષણ ઉપેક્ષિત થયા છે, બધા આપણે એક ઠેકાણે મેળવ્યાં છે. કારણ કે કોઇના હૃદયમાં કવિના હૃદયના અનુરૂપ ભાવનું દીપન કરવામાં તેને પોતે ભાવમાં ઉદ્દીપ્ત થવું જોઇએ. એ ઉદ્દીપ્ત ભાવ સ્વભાવતઃ પોતાના અનુરૂપ વચનના આશ્રયથી પ્રકાશિત થાય છે. જેનું હૃદય ખરીરીતે કરૂણાના રસથી આર્દ્ર થયું છે, તે તેમાં કરૂણા પ્રકાશ કરવામાં કદી રૌદ્ર રસોચિત વાક્યથી પોતાનો ભાવ પ્રકાશ કરતો નથી. જ્યારે હૃદય યથાર્થ તેવા ભાવથી ઉછળે છે, ત્યારે તેની ભાષા નીરસ શુષ્ક અને ચમત્કારિત્વ વિનાની થઈ શકતી નથી. સાધારણ રીતે કાંઇ એક વિષય પ્રકાશ કરવામાં લોકો જેવી પદ્ધતિથી બોલે છે, ઉદ્દીપ્ત હૃદય થવાથી તે નીરસ પદ્ધતિ રહેતી નથી. એમાં શબ્દ રચનાની પદ્ધતિ પણ ફેરફારવાળી થઇ જાય છે. જે માણસ પોતે શોકમાં હોય છે, તે કદી મૃત માણસના પિતાને આવી ખબર આપી શકતો નથી કે, તમારા પુત્રનું મૃત્યુ થયું છે. એ વાસ્તે આપણે સર્વદા જોઇએ છીએ કે, શોકવાળા માણસની પાસેથી આપણે કોઇ વખતે મૃત્યુ માણસના ગુણ, પ્રકાશક કેટલાક વિશેષણવાળાના સિવાય ફક્ત ખબર માત્ર મેળવી શકતા નથી. જેમ હવે શું જુઓ છે, તમારો સર્વ નાશ થયો છે, તમારી આંખની કીકી, તમારા વૃદ્ધકાળની લાકડી, તમારો માણિક તમને છોડીને નાસી ગયો છે! ઇત્યાદિ ઘણીક વખતે અમે આમ થતું જોયું છે, કુટુંબમાં નિશ્ચય કોઇનું મૃત્યુ થયું છે આ નિર્દ્ધારણ કરવાને હાજર થયેલા માણસોમાંથી ઘણા ગયા હશે, વસ્તુતઃ શોકવાળો માણસ પોતાના હૃદયમાં અનુરૂપ શોક ઉદ્દીપ્ત ન કરતા કદી ખરા સમાચાર આપતો નથી. આ સમાચાર વળી ઘણીક વેળાએ ભાવથી જ સમજી લેવા પડે છે. શોકવાળો માણસ તે વેળાએ અલંકારના નિયમ પકડીને તેમ કરે છે તેવું નથી, ઉછળતા ભાવ પોતાની મેળે તેની પોતાની ભાષા અવલંબીને નીકળે છે આટલું માત્ર છે.

શોકાદિ ભાવ જ્યારે સ્વભાવત; અનુરૂપ ભાષા લઇને નીકળે છે, ત્યારે એ ગુણવત્ થાય તેમાં સંદેહ શો? આ ઠેકાણે માધુર્ય ગુણ સ્થળમાં ઓજો ગુ-

ને કાવ્ય કહેવામાં આવે છે, આ લક્ષણ દ્વારા પહેલાના લક્ષણ ઉપેક્ષિત થયા છે, બધા આપણે એક ઠેકાણે મેળવ્યાં છે. કારણ કે કોઇના હૃદયમાં કવિના હૃદયના અનુરૂપ ભાવનું દીપન કરવામાં તેને પોતે ભાવમાં ઉદ્દીપ્ત થવું જોઇએ. એ ઉદ્દીપ્ત ભાવ સ્વભાવતઃ પોતાના અનુરૂપ વચનના આશ્રયથી પ્રકાશિત થાય છે. જેનું હૃદય ખરીરીતે કરૂણાના રસથી આર્દ્ર થયું છે, તે તેમાં કરૂણા પ્રકાશ કરવામાં કદી રૌદ્ર રસોચિત વાક્યથી પોતાનો ભાવ પ્રકાશ કરતો નથી. જ્યારે હૃદય યથાર્થ તેવા ભાવથી ઉછળે છે, ત્યારે તેની ભાષા નીરસ શુષ્ક અને ચમત્કારિત્વ વિનાની થઈ શકતી નથી. સાધારણ રીતે કાંઇ એક વિષય પ્રકાશ કરવામાં લોકો જેવી પદ્ધતિથી બોલે છે, ઉદ્દીપ્ત હૃદય થવાથી તે નીરસ પદ્ધતિ રહેતી નથી. એમાં શબ્દ રચનાની પદ્ધતિ પણ ફેરફારવાળી થઇ જાય છે. જે માણસ પોતે શોકમાં હોય છે, તે કદી મૃત માણસના પિતાને આવી ખબર આપી શકતો નથી કે, તમારા પુત્રનું મૃત્યુ થયું છે. એ વાસ્તે આપણે સર્વદા જોઇએ છીએ કે, શોકવાળા માણસની પાસેથી આપણે કોઇ વખતે મૃત્યુ માણસના ગુણ, પ્રકાશક કેટલાક વિશેષણવાળાના સિવાય ફક્ત ખબર માત્ર મેળવી શકતા નથી. જેમ હવે શું જુઓ છે, તમારો સર્વ નાશ થયો છે, તમારી આંખની કીકી, તમારા વૃદ્ધકાળની લાકડી, તમારો માણિક તમને છોડીને નાસી ગયો છે! ઇત્યાદિ ઘણીક વખતે અમે આમ થતું જોયું છે, કુટુંબમાં નિશ્ચય કોઇનું મૃત્યુ થયું છે આ નિર્દ્ધારણ કરવાને હાજર થયેલા માણસોમાંથી ઘણા ગયા હશે, વસ્તુતઃ શોકવાળો માણસ પોતાના હૃદયમાં અનુરૂપ શોક ઉદ્દીપ્ત ન કરતા કદી ખરા સમાચાર આપતો નથી. આ સમાચાર વળી ઘણીક વેળાએ ભાવથી જ સમજી લેવા પડે છે. શોકવાળો માણસ તે વેળાએ અલંકારના નિયમ પકડીને તેમ કરે છે તેવું નથી, ઉછળતા ભાવ પોતાની મે તેની પોતાની ભાષા અવલંબીને નીકળે છે આટલું માત્ર છે.

શોકાદિ ભાવ જ્યારે સ્વભાવત; અનુરૂપ ભાષા લઇને નીકળે છે, ત્યારે ગુણવત્ થાય તેમાં સંદેહ શો? આ ઠેકાણે માધુર્ય ગુણ સ્થળમાં ઓજો

ણુ, અને ગુણની જગાએ માધુર્ય ગુણવાચક શબ્દ આવી પડવા અસંભવ છે. જેટલો હૃદયનો ભાવ ઉજ્વલ પ્રકારે ઉદ્દીપ્ત થાય છે, તેટલો ભાષાનો પ્રસાદ ગુણવાળો થાય છે. અમે ઘણી વેળાએ કાવ્યમાં જ્યાં શોકનું વર્ણન કરવામાં આવ્યું છે ત્યાં શોકના સમયે જે બધા અલંકાર સ્વભાવત ત્યાં આવી શકતા નથી. શુદ્ધ વિચારનું ફળ છે, એવા અલંકાર પદે પદે વપરાતા જોઇએ છીએ તેથી વાંચનાર અથવા શ્રોતાના હૃદયમાં અનુરૂપ શોક ઉદ્દીપિત ન થતાં શોકના વિષાદથી મન કવિની તરફ ખેંચાય છે. તેથી રચના શોકદ્દીપકનું ન થતાં કવિના કવિત્વ પ્રકાશક માત્ર થાય છે. અને તે જે મતલબથી રચના કરે છે તે મતલબ નિષ્ફળ થઇ જાય છે. જો તે રચના સંબંધમાં સ્વભાવનું અનુસરણ કરત, બીજી રીતે કહેવામાં આવે, તો કહી શકાય કે પોતે વાસ્તવ તે ભાવથી ઉદ્દીપ્ત હૃદયનો થઇને શુદ્ધ હૃદયગત ભાવ વાક્યથી પ્રકાશ કરત, તો તેની રચના યથાસંભવ અલંકારથી પૂર્ણ થાત અને તે અનાયાસથી વાંચનાર અથવા સાંભળનારના હૃદયને આત્મ હૃદયાનુસારી કરવામાં સમર્થ થાત. સુનિપુણ કવિ સ્વભાવને અનુસરણ કર્યાથી રચના ઘણીક રીતે નિર્દોષ થાયછે તેમાં સંદેહ નથી. તેથી અમે જોઇએ છીએ કે અમારા બતાવેલા લક્ષણમાં દોષ વિનાની, ગુણવત્, યથાસંભવ અલંકારવાળા, અને અલૌકિક આનંદવાળા વાક્ય કાવ્ય, આ બે લક્ષણજ મળેછે.

ભાવ શૂન્ય રચના કૌશલીને અમે કાવ્યત્વથી દૂર કરી છે તેથી ઘણાકો અમારા ઉપર દોષ લગાડશે; તે દોષ અમે કબૂલ કરી લઇએ છીએ આવા પદબંધનને અમે છોકરવાદીના સિવાય બીજું કંઇ પણ ધારતા નથી. સંસ્કૃતમાં પુષ્કળ મહાકાવ્યમાં અમે આવી ઘણીક રચના જોઇએછીએ કે, તે બધા ચમત્કારજનક છે તેમાં સંદેહ નથી, પણ તેઓ જો બીજા ભાવોદ્દીપક વાક્યની સાથે એકત્ર ન થતાં અમે કવિને શુદ્ધ તેને જ માટે ઉચ્ચતર પ્રશંસા અર્પણ કરત નહિ; ઉલટો ખેદ કરત, જે રચના આવું કૌશળ દેખાડી શકે છે, જો યોગ્ય ક્ષેત્રમાં પરિશ્રમ કરત, તો તે યથાર્થ મનુષ્ય જાતિના ચિરસ્થાયી પ્રશંસા તથા કૃતજ્ઞતાનો પાત્ર થાત.

# કાવ્યનો ઉદ્દેશ.

હવે કાવ્યનો ઉદ્દેશ નિર્દ્ધારણ કરવામાં આવે છે:—

**काव्यं यशसेऽर्थ कृते व्यवहारविदे शिवेतर क्षतये ।**
**सद्यःपरि निवृत्तये कान्तासंमितत योपदशेयुजे ॥**

"યશ, ધન, આચાર પરિજ્ઞાન, અનર્થ નિવારણ, સદ્ય અનિર્વચનીય આનંદ, સરસતા સંપાદનથી ઉન્મુખ કરીને અસત્માર્ગથી નિવૃત કરીને સત્માર્ગ પ્રવર્ત્તન આ બધાને માટે કાવ્ય રચિત થાય છે." અમે છેલ્લા ઉદ્દેશને જ કાવ્યનો ઉદ્દેશ તરીકે ગ્રહણ કરીએ છીએ. ઘણાકો ચિતરંજન કાવ્યનો મોટામાં મોટા ઉદ્દેશ ધારે છે, અમે તેવું માની શકતા નથી. કવિની રચનાનો ઉદ્દેશ આવો નીચ થવો એ કદી પણ યોગ્ય જણાતો નથી. સંસારની બીજી ભોગસામગ્રી જેવી ચિત્તની તૃષ્ટિ કરે છે, કવિની કવિતા પણ જો તેવી થાય, તો એની વિશુદ્ધતા, પવિત્રતા અને ઉચ્ચતા ક્યાં રહે? બીજા ઉદ્દેશના સંબંધમાં પણ તેવું કહેવાઇ શકાય. અનર્થ નિવૃત્તિને માટે સ્તોત્રાદિ રચના કરીને સાંભળનાર અથવા વાંચનારના હૃદયમાં સાક્ષાત્ સંબંધમાં વિવેકાદિ ઉદ્દીપન કરે છે, તેથી એને સત્કાવ્ય કહેવામાં આવે, પણ તેમાં કાવ્યના એક વિશેષ લક્ષણની ખોટ છે. કાવ્યશાસ્ત્રનો સત્માર્ગે પ્રવર્ત્તન કરવાનો સાક્ષાત્ સંબંધ નથી. એ ઐતિહાસિક વિવિધ ચરિત્ર એકત્ર સરસભાવથી ગૂંથીને સાંભળનાર અથવા વાંચનારના હૃદયને અપહરણ કરે છે, અને ગૂઢ ભાવથી વર્ણિત ઉત્કૃષ્ટ ચરિત્રના ઉપર તેની સહાનુભૂ જન્માવીને તેને સારે માર્ગે પ્રવૃત્ત કરે છે અને અસચ્ચરિત્રના દોષ ૮ ડીને અસત્માર્ગથી રોકે છે. જ્યાં સાક્ષાત્ સંબંધમાં ઉપદેશ કોઇ ક. થતું નથી, ત્યાં કવિ કૌશળથી પ્રવેશ કરીને તે કાર્ય કાઢી લેછે. આ કવિનું મહત્વ અને શ્રેષ્ટત્વ છે. કવિ સર્વદા આવી રીતે પરિચાલિત ન

ણુ, અને ગુણુની જગાએ માધુર્ય ગુણુવાચક શબ્દ આવી પડવા અસંભવ છે. જેટલો હ્રદયનો ભાવ ઉજ્વલ પ્રકારે ઉદ્દીપ્ત થાય છે, તેટલો ભાષાનો પ્રસાદ ગુણુવાળો થાય છે. અમે ઘણી વેળાએ કાવ્યમાં જ્યાં શોકનું વર્ણુન કરવામાં આવ્યું છે ત્યાં શોકના સમયે જે બધા અલંકાર સ્વભાવત ત્યાં આવી શકતા નથી. શુદ્ધ વિચારનું ફળ છે, એવા અલંકાર પદે પદે વપરાતા જોઇએ છીએ તેથી વાંચનાર અથવા શ્રોતાના હ્રદયમાં અનુરૂપ શોક ઉદ્દીપિત ન થતાં શોકના વિષાદથી મન કવિની તરફ ખેંચાય છે. તેથી રચના શોકદ્દીપકતું ન થતાં કવિના કવિત્વ પ્રકાશક માત્ર થાય છે. અને તે જે મતલબથી રચના કરે છે તે મતલબ નિષ્ફળ થઇ જાય છે. જો તે રચના સંબંધમાં સ્વભાવનું અનુસરણુ કરત, બીજી રીતે કહેવામાં આવે, તો કહી શકાય કે પોતે વાસ્તવ તે ભાવથી ઉદ્દીપ્ત હ્રદયનો થઇને શુદ્ધ હ્રદયગત ભાવ વાક્યથી પ્રકાશ કરત, તો તેની રચના યથાસંભવ અલંકારથી પૂર્ણુ થાત અને તે અનાયાસથી વાંચનાર અથવા સાંભળનારના હ્રદયને આત્મ હ્રદયાનુસારી કરવામાં સમર્થ થાત. સુનિપુણુ કવિ સ્વભાવને અનુસરણુ કર્યાથી રચના ઘણીક રીતે નિર્દોષ થાયછે તેમાં સંદેહ નથી. તેથી અમે જોઇએ છીએ કે અમારા બતાવેલા લક્ષણુમાં દોષ વિનાની, ગુણુવત, યથાસંભવ અલંકારવાળા, અને અલૌકિક આનંદવાળા વાક્ય કાવ્ય, આ બે લક્ષણુજ મળેછે.

ભાવ શૂન્ય રચના કૌશલીને અમે કાવ્યત્વથી દૂર કરી છે તેથી ઘણાકો અમારા ઉપર દોષ લગાડશે; તે દોષ અમે કબૂલ કરી લઇએ છીએ આવા પદબંધનને અમે છોકરવાદીના સિવાય બીજું કંઇ પણુ ધારતા નથી. સંસ્કૃતમાં પુષ્કળ મહાકાવ્યમાં અમે આવી ઘણીક રચના જોઇએછીએ કે, તે બધા ચમત્કારજનક છે તેમાં સંદેહ નથી, પણુ તેઓ જો બીજા ભાવોદ્દીપક વાક્યની સાથે એકત્ર ન થતાં અમે કવિને શુદ્ધ તેને જ માટે ઉચ્ચતર પ્રશંસા અર્પણુ કરત નહિ; ઉલટો ખેદ કરત, જે રચના આવું કૌશળ દેખાડી શકે છે, જો યોગ્ય ક્ષેત્રમાં પરિશ્રમ કરત, તો તે યથાર્થ મનુષ્ય જાતિના ચિરસ્થાયી પ્રશંસા તથા કૃતજ્ઞતાનો પાત્ર થાત.

---

# કાવ્યનો ઉદ્દેશ.

હવે કાવ્યનો ઉદ્દેશ નિર્દ્ધારણ કરવામાં આવે છેઃ—

**काव्यं यशसेऽर्थ कृते व्यवहारविदे शिवेतर क्षतये।**

**सद्यःपरि निवृत्तये कान्तासंमितत योपदेशेयुजे ॥**

"યશ, ધન, આચાર પરિજ્ઞાન, અનર્થ નિવારણ, સદ્ય અનિર્વચનીય આનંદ, સરસતા સંપાદનથી ઉન્મુખ કરીને અસત્માર્ગથી નિવૃત કરીને સત્માર્ગે પ્રવર્તન આ બધાને માટે કાવ્ય રચિત થાય છે." અમે છેલ્લા ઉદ્દેશને જ કાવ્યનો ઉદ્દેશ તરીકે ગ્રહણ કરીએ છીએ. ઘણાકો ચિતરંજન કાવ્યનો મોટામાં મોટા ઉદ્દેશ ધારે છે, અમે તેવું માની શકતા નથી. કવિની રચનાનો ઉદ્દેશ આવો નીચ થવો એ કદી પણ યોગ્ય જણાતો નથી. સંસારની બીજી ભોગસામગ્રી જેવી ચિત્તની તૃષ્ટિ કરે છે, કવિની કવિતા પણ જો તેવી થાય, તો એની વિશુદ્ધતા, પવિત્રતા અને ઉચ્ચતા ક્યાં રહે? બીજા ઉદ્દેશના સંબંધમાં પણ તેવું કહેવાઇ શકાય. અનર્થ નિવૃત્તિને માટે સ્તોત્રાદિ રચના કરીને સાંભળનાર અથવા વાંચનારના હૃદયમાં સાક્ષાત્ સંબંધમાં વિવેકાદિ ઉદ્દીપન કરે છે, તેથી એને સત્કાવ્ય કહેવામાં આવે, પણ તેમાં કાવ્યના એક વિશેષ લક્ષણની ખોટ છે. કાવ્યશાસ્ત્રનો સત્માર્ગે પ્રવર્ત્તન કરવાનો સાક્ષાત્ સંબંધ નથી. એ ઐતિહાસિક વિવિધ ચરિત્ર એકત્ર સરસભાવથી ગૂંથીને સાંભળનાર અથવા વાંચનારના હૃદયને અપહરણ કરે છે, અને ગૂઢ ભાવથી વર્ણિત ઉત્કૃષ્ટ ચરિત્રના ઉપર તેની સહાનુભૂતિ જન્માવીને તેને સારે માર્ગે પ્રવૃત્ત કરે છે અને અસચ્ચરિત્રના દોષ દેખાડીને અસત્માર્ગથી રોકે છે. જ્યાં સાક્ષાત્ સંબંધમાં ઉપદેશ કોઇ કાર્યકર થતું નથી, ત્યાં કવિ કૌશળથી પ્રવેશ કરીને તે કાર્ય કાઢી લે છે. અહિંજ કવિનું મહત્વ અને શ્રેષ્ટત્વ છે. કવિ સર્વદા આવી રીતે પરિચાલિત ન થતાં

જો બીજા ઉદ્દેશ સામે રાખે, તો તે પોતાની શક્તિને અપમાનિત કરીને યથાર્થ લોકોની પાસે નિંદાને પાત્ર થાય છે.

પૃથ્વીના ઘટનાચક્રનો પરસ્પરાનો એવો સંબંધ છે કે, એકને ચલાવ્યાથી બીજા સર્વે ચાલે છે. આ ઘટનાચક્રની ગતિવિધિની આલોચના કરવી એ કાવ્યનું એક કામ છે, કાવ્ય અમને મનુષ્યનું કાર્ય કારખાનાની કળા કૌશળ દેખાડીને ખુશી આપે છે. આ કળ ચક્રના ઘસારાથી મનુષ્ય સારો હો, કે ખરાબ હો—વખતો વખત કચરાઈ જાય છે, ખરાબ માણસ કચરાયાથી તરત કાવ્યના નૈતિક ઉદ્દેશનું એક દૃષ્ટાંત સ્થળ થઇને ઉભો રહે છે; વળી જ્યારે એક સારો માણસ તે ચક્રથી ચૂર્ણ વિચૂર્ણ થાય છે ત્યારે બધા ચુપચાપ થઇ જાયં છે. મ્યાકબેથ મનસ્તત્ત્વના કેવા અમોઘ નિયમાનુસારે સ્ત્રીની ઉત્તેજનાથી તથા મોટી આશાની છલનાથી અંતરાત્માનું કહેવું ન ગણકારતાં ત્રણ જાતના બંધનને અવહેલા કરીને ડનકાનને મારી નાખ્યો તથા એકીવાર લોહીની નદીમાં કુદીને તે પછી કિનારે જવા પામી નહિ, આ નિયમ આલોચનાથી આપણી બુદ્ધિ મનસ્તત્વની એક સમસ્યાની મીમાંસા થયલી જોઇને પરિતૃપ્ત થાય છે. આપણે જોઈએ છીએ કે મ્યાકબેથ એક ચક્રના ઉપર હાથ રાખીને શી રીતે બધ ચાક ચલાવ્યા હતા, એ બુદ્ધિગત ખુશી ન હોવાથી મ્યાકબેથની હત્યાકાંડની ટીપ વાંચીને આપણને સારૂ લાગવાની કંઇ સંભવના નથી.

કેટલાકો એવું કહે છે કે કાવ્યની વાર્તા રચવામાં જાતિનો ઉદ્દેશ ન હોઇ શકે પણ ચરિત્ર ચિત્રો નૈતિક ઉદ્દેશથી પૂર્ણ હોય છે. મ્યાકબેથ અથવા ઓથેલોના ચરિત્રના ઉપર આપણો એવો વિરાગ ઉત્પન્ન થાય છે કે, આપણે કદી તેઓના જેવા કામ કરી શકતા નથી. અલક્ષિત ભાવથી આપણા મન ઉપર આ જાતિનો ઉપદેશ તરત મળી જાય છે કે, આપણે પોતાના મેળે કાવ્યમાં વર્ણન કરેલા કામથી દૂર થઈએ છીએ. આ વિષયમાં પહેલી વાત એ છે કે, ખરેખર રીતે જોતા કદી એવું થયું છે એ તેના પ્રમાણાભાવ છે. બીજું એ કાવ્ય આ ઉદ્દેશથી રચવામાં આવે, તો મ્યાકબેથ, ઇયાગોના

જેવા ચરિત્ર ચિત્રિત કરવાનું વિશેષ ફૂળ જોવામાં આવતું નથી. એના જેવી અવસ્થામાં મનુષ્ય ઘણું કરીને પડતા નથી તેથી ઘણાજ થોડા માણસોના ઉપર આવા ચરિત્ર ચિત્રના દ્વારા સુફળ ઉત્પન્ન થયાની વાત છે.

અહિં એવું એક કહેવું ઉઠી શકે છે કે, જે કાવ્યમાં ખરાબ માણસો સજા પામે તેનો નૈતિક ઉદ્દેશ છે, એ લોકની દુષ્ટતાથી આપણને છેટે કરવા માટેછે. વળી જેમાં સારા માણસો કષ્ટ પામે છે તેનો ઉદ્દેશ આપણા મનમાં આ બધા સારા લોકોના કષ્ટના નિદાનભૂત ષડયંત્રકારી લોકોના ચરિત્રના ઉપર વિરાગ જન્માવે છે. પણ એ બધી યુક્તિની અગ્નિ પરીક્ષાથી ટકશે નહિ, એટલુંજ નહિ પણ કાવ્ય નથી કે જેમાં સારાં માણસો અદૃષ્ટથી ઉત્પીડિત થયા નહિ હોય; જેમાં સારાં માણસો ઘણુંજ કષ્ટ પામ્યા છે; પણ કિયા માણસને તેના કષ્ટનું કારણ તરીકે ઉભા રાખી શકતા નથી? અથવા જેમાં સારાં માણસો એવા માણસથી કષ્ટ પામેલા છે કે, જેના ઉપર આપણો જરા પણ વિરાગ ઉત્પન્ન થતો નથી? કર્ડિલિયા કોનાથી કષ્ટ પામી છે? જો કોઇ માણસ કર્ડિલિયાના અકાળ મૃત્યુને માટે જુમેદાર હોય, તો તેનો વૃદ્ધ પિતા લિયર છે પણ તે કહીને શું કોઇનું હૃદય લિયરની વિપદથી બંધ થાય છે? આવી રીતે કહી શકાય કે, કાવ્યમાં સારાં માણસો કષ્ટ પામ્યાથી પણ તેના ઉપર આપણું એવું ખેંચાણ થાય છે કે ખરાબ માણસોને સુખ મળ્યાથી પણ તેઓના ચિત્ર એવા ધિક્કારીને ચિત્રિત થાય છે કે, દુઃખ સંયુક્ત સારા પણ આપણને પ્રાર્થનીય ધારીએ છીએ વળી સુખસમય ખરાબને પણ પરિત્યજ્ય ધારીએ છીએ. એનાથી એ ફળ થાય છે કે, ખરેખરા જીવનમાં આપણે ખરાબપણાની લાલચમાં સારે માર્ગથી વિચ્યુત થતા નથી પણ કાવ્ય માત્રમાંજ આવું જોવામાં આવતું નથી. ઇડિપાસ નસીબના યોગે નિપીડિત છે. ગ્રીકો માનતા હતા કે કોઇ માણસે ખરાબ કામ કર્યાથી તે અથવા તેના અધસ્તન પુરુષમાં કોઇને કોઇ પોતાની દુષ્કૃતિનું ફૂળ ભોગવશે. ઇડિપાસ એ મતના અનુસરીને આવી અવસ્થા સંપૂર્ણ રીતે આપણી નીતિ વિરુદ્ધ છે પણ તેમ કરીને

આપણે ઇડિપાસનો કાવ્યરસ ઉપભોગ કરી શકતા નથી? ઇડિપાસને આપણે ઘણો જ ભલો માણસ જાણીએ છીએ, એના દુઃખથી આપણું હૃદય પીગળે છે પણ આપણે કોઈ ઇડિપાસના જેવા સારા થવા માટે તેની સાથે આપણી અવસ્થા ફેરવવાની ઇચ્છા રાખતા નથી. આપણે મનમાં ને મનમાં પ્રાર્થના કરીએ છીએ કે, ઇડિપાસના જેવી આપણી સ્થિતિ ન થાય. એક કલ્પિત અવસ્થામાં માણસ સ્વભાવિક નિયમને તાબે થઇને કેવા કામ કરે છે એ જોઇને જ આપણે મેળવીએ છીએ, જૂદી જૂદી અવસ્થામાં જૂદી જૂદી મનોવૃતિના જૂદા જૂદા કાર્યની ઉપર વિચાર કરીને આનંદાભિસક્ત થઇએ છીએ. ઇડિપાસનું નીતિ શિક્ષણ આપવાનું જે કંઈ હતું તે હમણાં એકીવાર અન્તર્કૃત થયું છે તે છતાં આપણે ઇડિપાસને એક ઉત્કૃષ્ટ કાવ્ય ધારીએ છીએ. કાવ્યનો ઉદ્દેશ જે નીતિ શિક્ષણ આપવાનો નથી એ એક તેનું પ્રમાણ સ્થાન છે. વળી એક પ્રમાણ એ છે કે Comedy ના કરતાં Tragedy આપણને સારા લાગે છે. પણ એવા કાવ્યમાં આખરે સારાં માણસો જ કષ્ટ પામે છે.

ઓથેલો, મ્યાકબેથ વગેરે પરથી જે જે નીતિ સંગ્રહ કરો પણ એ નીતિ શિક્ષણ આપણું એ તેનો મુખ્ય ગૌણ કંઇ પણ ઉદ્દેશ જ નથી. કાવ્યમાં મનસ્તત્વની ભારે સમસ્યાનો ફેસલો જોઇને આપણે આનંદ પામીએ છીએ અને દુર્ણીતિ ન થયાથી તેની નીતિની વાતનો કંઈ જ વિચાર કરતો નથી.

કાવ્યનો ઉદ્દેશ ગમત આપવી છે પણ તેની સાથે કંઇક તેનાથી મનુષ્યનું ઘણું ભલું થાય છે. તેઓ નીતિની ઉન્નતિ એક છે. પણ જે કાવ્ય જેટલો પ્રત્યક્ષ ભાવથી નીતિનું શિક્ષણ આપવાનો યત્નવાન છે તેટલું તેનું કાવ્યાંશ નિકૃષ્ટ છે.

નીતિના મૂળથી શોધ કર્યાથી જોવામાં આવશે કે, એ સામંજસ્યના ઉપર રહેલું છે. સૌન્દર્યના મૂળમાં પણ સરખાપણું છે તેથી નીતિમાં વિરોધ થયાથી આપણને અપ્રીતિકર થાય છે. મનુષ્ય સ્વભાવતઃ નીતિ માનવાવાળો છે.

આપણે મૌલિક નીતિની વાત કહીએ છીએ, લૌકિક નીતિની વાત કહેતા નથી. જે નીતિ બધા દેશમાં, બધા સમયમાં ચાલે છે મૌલિક નીતિ કહેવાય અને જે સમય વિશેષમાં દેશ વિશેષમાં માન પામે છે. તે લૌકિક નીતિના નામથી ઓળખાય છે. એક બે ઠેકાણે એકદમ તેમાં ફેરફાર થયેલા સમજાય છે ખરો, પણ વિચાર કર્યાથી જણાશે કે, મૌલિક નીતિ તોડયાથી કદી આપણને સારૂં લાગતું નથી તથા લૌકિક નીતિ તોડીને મૌલિક નીતિ કાયમ રાખ્યાથી પણ આપણને ઠીક લાગતું નથી. બાયરનના પારિસિના એનું એક ઉદાહરણ છે. પારિસિનામાં લૌકિક નીતિ ભંગ થઈ છે પણ તેમાં મૌલિક નીતિનો વ્યભિચાર થયો નથી તેથી એ આપણી પાસે કષ્ટ દાયક જણાતું નથી પણ શેલિના ચોંચ નામના ઉત્તમ દૃશ્ય કાવ્યમાં મૌલિક નીતિ ભંગના કારણથી અપ્રીતિકર થયો છે. વિલાસમય (Veluptuous). કાવ્ય માણસને કેમ સારૂં લાગે છે? આપણે એવા કાવ્યના નાયકની જોડે પોતાને ભેળવીને તેની લીલાની રમતમાં ભાગીદાર થઇએ છીએ, તેથી આપણને વિલાસમય કાવ્ય સારૂં લાગે છે. મનુષ્યને હજારો જાતની નીતિનું જ્ઞાન હોવા છતાં પણ એ જાતીય મનોવૃત્તિના સંબંધમાં પ્રાચીન હાલતમાં છે. અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ લખનાર ફ્રેન્ચ વિદ્વાન ટેન કહે છે કે, કાર્યમાં મનુષ્ય ભોગવિલાસથી પૂરે પૂરો દૂર હોવા છતાં પણ ઉપલી રીતની વિષયની કલ્પના કરીને આનંદ મેળવે છે—આવી કલ્પના ખચીત કોઇ મુકરર આધાર ધારણ કરતો નથી. અહિં એક વાતનું સ્મરણ કરાવવું ઉચિતછે કે મૌનિક નીતિ (Sexmll mcrality) મૌલિક નીતિની પંક્તિમાં મળેલી નથી. વળી એક જાતના ગ્રંથ ચાલતી ભાષા પ્રમાણે નીતિથી ઉલટા હોવા છતાં પણ આપણને અપ્રીતિદાયક થતા નથી, એક ઘણો સાહસિક લૂટારો અથવા એક સુચતુર ચોરની વાત વાંચયાથી આપણને સારૂં લાગે છે? હિંમત કે ચાતુર્ય જો કે લૂટ ફાટ તથા ચોરી એ દુર્ણીત છે પણ એ એટલી સાધારણ છે કે એથી કોઇ પણ ચમકવા પામતા નથી તેથી આસ્તે આસ્તે એ આંખની પછવાડે જાય છે અને આપણે સાહસપણું તથા દક્ષતાનું વર્ણન માત્ર જ વાં-

ચીને સંતુષ્ટ થઇએ છીએ. ચોર રાબિન હુડનું વર્ણન વાંચી તુષ્ટ થઇએ છીએ, પણ જો જોત કે રાબિન એક અસહાય જુલમ કરે છે, તો શું થાત? એના ઉપરથી જણાય છે કે અનુયાયી નહિ થયાથી પ્રીતિદાયક થતું નથી, તેથી કાવ્યમાં જોઇએ. કાવ્ય ઉદ્દેશ આનંદ આપવાનો છે. નીતિના સિવા શકે છે પણ આનંદ ગમતના સિવાય કાવ્ય નથી.

હવે બીજી જાતના કાવ્ય વિશે વિચાર કરવામાં આવેછે. ઓથેલો શી જાતિનું શિક્ષણ આપે છે? કંઇ જ નહિ, સ્ત્રીના ચરિત્ર દિગ્ધ થવુ ઉચિત છે. અહિં પૂછીએ છીએ કે, સ્ત્રીને કોઇ વિરૂદ્ધનાં કામ કરતાં જોવાથી શું.તેના ઉપર શું સદેહ કરવો છે? જો તેમ ન થાત, તો ઓથેલોનુજ આચરણ શા માટે ? ઓથેલો ધારતો હતો કે ઇયાગો તેનો પરમ હિતેચ્છુ મિત્ર છે ભંગને માટે ઇયાગોએ યત્ન કરવો એ કાંઇ રીતે સંભવતું ન છે તથા કરશે તે ઓથેલોના કહેવાપરથી તથા તેના હિતને મિત્રની વાતથી કોઇને કદી પણ અવિશ્વાસ ઉત્પન્ન થઈ શકતો પિયરના કવિત્વની આ સામાન્ય ઓળખાણ નથી કે, ઓથેલોના ઓના જ મનમાં આવે છે કે, ઇયાગો તેઓને પણ આવી રી અમે કોઇ પણ ઓથેલોના કામને દુર્ણીતિના ધારતા નથી. ઓથે sinned against than sinning. ત્યારે જો કહો કે ઓથે જાતિનો સંગ્રહ કરવો ઉચિત છે કે, કપટ મિત્રના ઉપર ભરૂસો રા ગેરબાજબી છે. પણ કોઇ મિત્રને એકીવારે કપટ તરીકે જાણવા તેને જે અવિશ્વાસ કરવો એ કહેવું આપણને કહેવું પડશે નહિ, એવું કહો કે જેના ઉપર સારૂ છે, તેની અંદર સારૂ ન હોય એ શકે એમ છે એ ઓથેલોમાંથી શીખામણ મળે છે. તે છતાં અમે છીએ કે, એ ઉપદેશ ઘણો હાનિકારકછે. જો આપણે આ નીતિને અવલં આપણા વહાલા મિત્રને સંભવતઃ ખરાબ માણસ તરીકે સંદેહ કરીએ

જીવનમાં કષ્ટનો અંત રહે નહિ. કોઇ એવો તર્ક કરી શકશે કે, લોકના વિરૂદ્ધમાં ષડ યંત્ર કર્યાથી સજા મળશે, ઈયાગોના ચરિત્રમાં શેકસપિયરે યત્નકરીને એક સત્ય છુપાવી રાખ્યું છે. ઓથેલોના કોઇ વાંચનાર આ નૈતિક સત્ય આના ઉપરથી સંગ્રહ કરે છે કે નહિ તે જાણ્યાથી કૃતાર્થ થઈશું શેકસપિયર ઓથેલોના શોકમાં મગ્ન છે. ઇયાગોની સજા લઇને તેણે વિશેષ આડંબર કર્યો નથી. ઇયાગોને સજા સામજિક નિયમ પ્રમાણે થશે તેથી જ તેનું વર્ણન કર્યું છે.

ખરી વાત એ છે કે—કેવી અવસ્થામાં કેવો મનનો ભાવ થાય છે, તેનો જ પ્રકાશ કરવો તેથી આપણે કાવ્યથી આનંદ મળે છે. કાવ્યમાં જો એવું કંઇ વર્ણવેલું હોય કે જેથી આપણને આનંદ ન મળે, તો તે અકાવ્ય અથવા કાવ્ય, ખરાબ નીતિના ઉપર આપણો વિરાગ છે, એ વાસ્તેજ કવિ જ્યારે ખરાબ નીતિને માટે તથા સુનીતિની પૂજા કરે છે, ત્યારે આપણને આનંદ જણાય છે, તેનાથી ઉલટુ થવાથી આપણને ખરાબ લાગે છે. એટલા માટે કાવ્યમાં સુનીતિને સિંહાસનપર પ્રતિષ્ઠા કરવી જોઇએ. તે વાંચનારને આનંદ આપવા માટે. એટલા માટે જોવામાં આવે છે કે પ્રાણનો પ્રાણ આનંદ આપવો છે. જો આનદ આપવા માટે સ્થાન વિશેષમાં નીતિની વાતની વિશેષ આવશ્યક કરે તો તેને કવિ માન આપે છે. નહિ તો તેની સાથે કવિનો કંઇ પણ સબંધ નથી.

ટૂંકામાં કાવ્યનો વર્ણનીય વિષયનું વર્ણન લખવામાં આવે છે. બહારની પ્રકૃતિ અને ચરિત્ર એ કાવ્યનો વર્ણનીય વિષય છે એ બધાની પાસે અનયાસે પ્રતીત થશે. કેટલાક કાવ્ય કેવળ બહારના દેખાવ અને ઋતુઆદિ પ્રાકૃતિક શોભા અને ઘટનાના વર્ણનમાં હોય છે. સંસ્કૃતના કરતાં યુરોપની ભાષામાં એના સંબંધમાં ઉત્કૃષ્ટ ગ્રંથ જોવામાં આવે છે. ઇંગ્લંડના પ્રસિદ્ધ ઋતુવર્ણન ગ્રંથમાં નીતિ અને ચરિત્રાદિ સંબંધમાં અતિ ઉચ્ચ વિષયનું વર્ણન છે. બીજા કારણમાં એનું શ્રેષ્ઠત્વ સંબંધમાં એનું એક મુખ્ય કારણ છે. પ્રકૃતિ અને ચરિત્ર આ બે કાવ્યમાં ચરિત્ર વર્ણન સર્વ પ્રધાન વિષય છે, એમાં આનુષંગિક પ્રકૃતિ વર્ણન આવી શકે છે. કારણ જે ચરિત્ર વર્ણન કરવામાં